# પારસમણી.

## ભજન સંગ્રહ.

---

સંતો અમે વહેવારીયા શ્રી રામ નામનારે. (ટેક)
વેપારી આવે છે બધા ગામ ગામનારે—સંતો૦
અમારૂં વસાણું સંતો, સૌકોને ભાવે. (૨)
મઢારે વરણુ જેને વહોરવાને આવે—સંતો૦
ખ કરોડે લેખાં નહી, ને પાર વિનાની પુંજી. (૨)
વ્હોરવું હોય તો વ્હોરી લેજો, કસ્તુરીછે સોંઘી સંતો૦
આવશોને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ,
ચીઠીમાં ચતુર્ભુજ લખીયા, નરસૈયાનું કામ—સંતો૦

---

૨

જે ઘેર હરીજન હરીરસ ગાય, તેતો નીત્ય ગંગામાં નાય (૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે. (૨) દુરં ગયે શું થાય—જે.

ધ્રુવ નાહ્યા પ્રહ્લાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન; (૨)
પ્રીત કરી પરીક્ષત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય—જે.
સહુ સંત મળી ધારણ બાંધ્યું. જ્ઞાન ગંગા તોલાય (૨)
જળપત તીરથ જોડે મળ્યા(૨)તેમાં સર્વ સાધન મળીજાય
ભલેમળ્યા મહેતા નરસિંહના સ્વામી; હેતે હરીના ગુણગાય
જ્ઞાનગંગાનો મહિમા મોટો, મુખે કથ્યાં નવજાય—જે (૨)



૩

હરિનો મારગ છે શુરનો નહી કાયરનું કામ જોને;
પરથમ પહેલું મુસ્તક મુકી, વળતી લેવું નામ જોને;
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગળ તે ભરે મુઠી. દીલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને.
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને;
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
માહાપદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને;

શામ અમલમાં રાતામાતા, પ્રેમી જન જોને.
પ્રીતમના સ્વામીની લીલા. નીરખે રજની દિન જોને,

---

## ૪

હરીને ભજતાં હજુ કોઈની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતી શામળીયા સાથ વદે વેદ વાણીરે. [ટેક]
વહાલે ઉગાર્યો પ્રહ્લાદ, હિરણ્યકશ્યપુ માર્યોરે;
વિભીષણને આપ્યું રાજ્ય રાવણ સંહાર્યોરે. હ૦
વહાલે નરસીંહ મહેતાનો હાર હાથોહાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે. હ૦
વહાલે મીરાં તે બાઇનાં ઝેર, હળાહળ પીધાંરે;
પંચાળીનાં પુર્યાં ચીર; પાંડવ કામ કીધાંરે હ૦
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે;
કરજોડી કહે પ્રેમલદાસ, ભક્તોનાં દુઃખ હરશેરે. હ૦

---

## ૫

તારા મનમાં જાણે જે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનરે. ટેક

ધનદોલત નારીને ઘણા દીકરારે
ખેતીવાડી ઘોડા ને દરબાર. તેમાં૦૧
મેડી મંદિર ઝરૂખાને માળીયાંરે,
સુખદાયક સુંદર સેજ. તેમાં૦૨
ગાદી તકીયા ને ગાલમસુરીયાંરે,
અતિ આડ કરે છે એજ. તેમાં૦૩
નીચી ખાંધ કરીને નમતો નથીરે;
એવું સાધુ સંગાથે અભિમાન. તેમાં૦૪
વનમાળી મોહનજીની મુરતિરે
તેની સાથે ન લાગે તાન. તેમાં૦૫
પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે,
તારી મતિ મલિન થઇ મંદ. તેમાં૦૬
દેવાનંદના વહાલાને વિસરી ગયોરે,
તારે પડયો ગળે જમ ફંદ તેમાં૦૭

---

૬

તારે માથે નગારાં વાગે મોતનાંરે
નથી એક ઘડીનો નિરધાર

તોય જાણ્યા નહિ જગદીશનેરે. ટેક,
મોટા મેલીને રાજ મરી ગયારે,
જેને જાતાં ન લાગી વાર. તોય૦ ૧
તારૂં જોબન ગયું જખ મારતુરે.
માથે કાળા મટી ગયા કેશ. તોય૦ ૨
તતકાળે લેવાને જમ આવીયારે,
તેનો ભાળી ભયંકર વેશ. તોય૦ ૩
રોમ કોટી વિછુતણી વેદનારે,
દુઃખ પામ્યો તું દેવના ચોર. તોય૦ ૪
સગાં સ્વારથી મળ્યાં સૌ લુટવારે,
તેનું જરાએ ન ચાલે જોર. તોય૦ ૫
જીભ હુંકી પડી ને તુટી નાડીયોરે,
થયું દેહ તજ્યાનું તત્કાળ. તોય૦ ૬
દેવાનંદ કહે નવ જાણ્યા નાથનેરે,
મળ્યો મનુષ્યદેહ વિશાળ. તોય૦ ૭

---

૭

સુખ છે તમારા ચરણમાં—હો શામળીયાજી.
એ મારા ગુરૂએ કહ્યું કરણમાં—હો શામળીયાજી. ટેક.

જપ તપ તીરથ ચારે પદારથ હો વાલા,
એ મારા ગુરૂજીના ચરણમાં—હો શામળીયાજી—સુખ
પ્રેમ કરીને મારે મંદીર પધારો વાહાલા,
ન જોશો જાત કુળ વરણમાં—હો શામળીયાજી—સુખ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાહલા (૨)
આડે આવજો મારા મરણમાં—હો શામળીયાજી—સુખ૦

---

૮

સુખ દુખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈના નવ ટળે રઘુનાથનાં જડીયાં—સુખ૦
નળરાજા સરખો નર નહિ, જેને દમયંતી રાણી;
અરધેવસ્ત્રે વનમાં ભમ્યા, ન મળ્યું અન્નને પાણી—સુખ૦
નહિ પાંડવ સરખા બાંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યા, નયણે નીંદ્રા ન આણી. સુ૦
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો; સતી મહા દુઃખ પામી—સુખ૦
રાવણ સરખો રાજીયો જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં બધી લંકા લુંટાણી.—સુખ૦

હરિશ્ચંદ્રરાય સત્યવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિબહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી—સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભુદરે, મહેતા નરસઈનો સ્વામી—સુખ૦

——(૦)——

૯

હરિજનથઈને, હાણ વૃદ્ધ સુખદુઃખ મનમાં નવધારીયે;
ટાળ્યાં નહિજ ટળે, ઘટ સારે ઘડીયાં હિંમત નવહારીયે,

જુઓ દુરદત મહાદુઃખીયા કહાવ્યાંરે,
કદી સુખ દુઃખ મનમાં ન લાવ્યારે;
તેઓ મોહનના મનમાં ભાવ્યારે—હરિજન.

જુઓ પાંડવ પ્રભુજીને આત પ્યારારે,
પલ એક ઘડી નવ રહે ન્યારારે,
તોય વન ભટકયા સંગ લઈ દારારે—હરિજન

વસુદેવ દેવકીજી બેઉ બંધન રહ્યાંરે,
બહુ કાળનાં બંધન દુર થયાંરે;
પ્રભુ પુત્ર થયાને દુઃખ દુર ગયાંરે—હરિજન.
એવું સમજીને હરખ ને શોકતજીયેરે,

એક તાર મન થઇ પ્રભુને ભજીયેરે;
કહે મુક્તાનંદ હરિનેભજીયેરે—હરિજન

---

૧૦

પ્રભુએ ધાર્યું હોય તે થાય;
ડહાપણ કોઈનું કામ ન આવે;
કરોને કોટી ઉપાય—હાંરે હાંરે કરોને પ્રભુ.
ભીમ, અરજુન, સહદેવ, નિકુળ,
પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેનાં દેખતાં જીરે,
સતી કેમ તેલુટાય—પ્રભુ.
રામ જેવા સત્પુરૂષ કહીએ,
ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો;
તો રાવણ શીર રોસાય—પ્રભુ.

---

૧૧

જીવ તું શીદને ચીંતા કરે,કૃષ્ણને કરવું હોય તે કરે (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;

ધણીનો ધાર્યો મનસુબો હરબ્રહ્માથી નવ ફરે—કૃષ્ણ૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે—કૃષ્ણ૦
જેનું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
તેમાં ફેર પડે નહિ કોઈથી. શીદ કુટાઇને મરે—કૃષ્ણ૦
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઈચ્છા અનુસરે;
સદાકાળ એ રીત નભે નહિ, શીદ હું પણ મનમાં ધરે—કૃ૦
થવાનું તે અણચીંતવ્યુ થાશે, ઉપનિષદ ઉચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા તું શીદને ડરે—કૃષ્ણ૦

---

## ૧૨

સર્વ તજીને ભજીયે શ્રીગોવીંદને,
જે નારાયણ નોધારાનો આધાર જો;
ભાગે સંકટ કુડાંરે સંસારનાં,
જે નામે ઉતરીયે ભવપાર જો—સર્વ૦
અપર માને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આણીયાં;

પ્રભુ પુજ્યાં કાંઈ ત્યાં જઈ આળે વેશ જો—સર્વ૦
દૈત્ય પુત્ર પ્રહ્‌લાદજી આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદજો,
સ્તંભ થકી પ્રગટ્યારે નરસિંહ રૂપ ધારી,
શ્રી મહાપ્રભુએ દીધો તેને સાદજો—સર્વ૦

લાખાગ્રહમાં પાંડવોને આવી મળ્યા;
ભક્તજનોને દીધી છે ઘણી ધીરજો,
સમરણ પહેલાં આવ્યા છોરે તમે સદા,
ભક્તજન ઉગાર્યાં પાંચે વીરજો—સર્વ૦

સુદામાનું દારીદ્રપણું તે જાણીયું,
મુષ્ટિલ તાંદુલ આરોગ્યા મહારાજજો,
દાસ દયાના પ્રભુએ કરૂણા કરી,
ભક્તજનનાં કીધાં કોટીક કાજજો.—સર્વ૦

---

## ૧૩

ધન્ય જેણે હરિગુણ ગાયા—સંસારીયામાં ધન્ય.
બીજા સૌ જાણજો ભવાયા—સંસારીયામાં. ધન્ય.
હાથી ઘોડા સુખપાલ બેઠે શું થયું (૨)

 

શું થયું મેળવી માયા—સંસારીયામાં ધન્ય.
કંઠ સાહીને જમ કાઢશે પલમાં,
દુર રહેશે સુત વિત્ત જાયા—સંસારીયામાં ધન્ય.

દયા પ્રીતમ ભજો નંદના કુંવરને, (૨)
સફળ થાશે તારી કાયા—સંસારીયામાં ધન્ય.

---

૧૪

વહાલો પ્રેમને વશ થયા રાજીરે,
એમાં શું કરે પંડીતને કાજીરે. વહાલો૦

કરમાબાઈનો આરોગ્યો ખીચડો.
ને વિદુરની ખાધી ભાજી,
જુઠાં બોર શવરીનાં ખાધાં,
વ્હાલે છપ્પન મેલ્યા ત્યાગીરે વહાલો૦

વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યાં.
ને કેળાં આણ્યાં તે માગી;
ગર્ભ કાઢી નાખીને છાલ ખવરાવી;
વહાલે તોળે ન જોયું જાગીરે, વહાલો૦

ગુણકા હતી તે પોપટ પઢાવતી,
ને તેમાંથી નેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાગીરે, વ્હાલો.

ભક્તથી લોક નિંદા કરે,
ને જગત થયું છે બહુ પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહનો સ્વામી,
માથે ગીરધર રહ્યો છે ગાજીરે. વ્હાલો.

---

## ૧૫

જે કો પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક
સિંહણકેરૂં દુધ હોય તે, સિંહણ સુતને ઝરે; (૨)
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નિસરે–પ્રેમ૦
શકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે; (૨)
ક્ષારસિંધુનું માછલડું, જેમ મીઠા જળમાં મરે–પ્રેમ૦
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય ને કરે; (૨)
[illegible]ગંધીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે, પ્રેમ૦

ઉત્તમ વસ્તુ અધિકારાવિના મળે, તદપિ અર્થ ન સરે,
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ન ભરે પ્રેમ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરૂષોત્તમ પુંઠનફરે, (૨)
દયા પ્રીતમશ્રી ગોવરધન ધર, પ્રેમભક્તિયે વરે. પ્રેમ૦

---

૧૬

રામબાણ વાગ્યાં હોય તે જાણે,
અલ્યા મુરખ મનમાં શું આણે. ટેક.

ધ્રુવને વાગ્યાં પ્રલ્હાદને વાગ્યાં.
તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં,
એનો વેદ વચન પ્રમાણે—રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેવા,
હરિ આવ્યા તે ટાણે;
લઇ કરવત મસ્તકપર મેલ્યું,
પત્નીપુત્ર બેઉ તાણે—રામ૦
મીરાંબાઇપર ક્રોધ કરીને
રાણોજી ખડગજ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા,

એતો અમ્રતને ઠેકાણે—રામ૦
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી,
એપ ભરી ખરે ટાણે
આગળ સંત અનેક ઉગાર્યા;
એવું ધનો ભગત ઉર આપણે—રામ૦

---

૧૭

મારે વરતો વીઠલ વરને વરવું છેરે,
હાંહાંરે મારે વર તો—
બીજાને મારે શું કરવું છે, મારે વર તો૦
નંદના કુંવર સાથે નેહડો બંધાણો હાં, (૨)
મારે ધ્યાન ધણીનું ધરવું છેરે,
હાંહારે મારે ધ્યાન. બીજાને.
અવર પુરૂષની મારે આશ નથીરે હાં (૨)
મારે છોગાળાને છેડે પાર પડવું છે રે.
હાંહારે મારે છોગાળા. બીજાને.
સંસાર સાગરમાં મોહજાળ ભરીચોરે હાં (૨)
મારે હરિના ભરોસે તરવું છે રે, બીજાને,
હાંહારે મારે હરિને

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ હાં. (૨)
મારે રાસમંડળમાં ફરવું છે રે,
હાંહાંરેમારે રાસ.

---

૧૮

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી શામળીયા વાલા,
સઘળુ સમજો છો અંતરજામી. નંદલાલારે.
ભય તો લાગે છે મુજને ભારી, શામળીયા વાલા
અંતકાળે શી વલે થશે મારી. નંદલાલારે.
સેવા સમરણ ભાવે કીધું, શામળીયા વાલા;
રંક સાધુને દુઃખ દીધું. નંદલાલારે.
વેદધર્મને વિસાર્યા, શામળીયા વાલા,
અવગુણ ભર્યા છે મુજમાં સારા નંદલાલારે.
સઉજાણે છે ભક્ત સાચો શામળીયા વાલા.
પાખંડી પાપી નથી કાચો. નંદલાલારે.
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીયા વાલા;
પીડા ન પામું એવું કરજો. નંદલાલારે.
સન્મુખ લોચનમાં આવી રહેજો; શામળીયા વાલા;
દોષ ન જોશો દર્શન દેજો. નંદલાલારે.

શ્રીમુખ બોલ્યા તે સાચુ કરજો, શામળીયા વાલા
દુઃખ દયાનાં સર્વે હરજો. નંદલાલરે.

---

## १९

કાયા જીવને કહે છેરે, સુણો મારા પ્રાણપતિ;
મેલી મુજને કયાં જાઓછોરે, આ વગડામાં અથડાતી. ૧

જીવ તમારા લીધેરે ચાલુ છું હું મદમાતી;
તમ વીના નહી મારેરે, આ દેહીના સંગાથી. ૨

જયારે તમે જાશોરે, ત્યારે તો મારી શીરે ગતી;
જ્યારે જાવુંજ હતુંરે, ત્યારે પ્રીત કરવી નતી ૩

ઘણાં લાડ લડાવ્યારે ભેગી બેસી જમતી,
હવે કેમ તરછોડીરે, આવી કેમ ફરી મતી. ૪

કોઈક ગુરૂજ મળીઆરે, અગમ અગાધ ગતી
કરશે બ્રહ્મ સ્વરૂપે એ હું જાણુતી નોહોતી. ૫

છો દેવ નીરંજનરે મુળે મંગળ મુરતી,
તારો ભેદ ન જાણ્યોરે, એવી તારી અકળગતી ૬

મારી કરણી ના જોશોરે હું કરજોડી કગરતી;
મેલી માયારે ચેતનરે ચાલ્યા અમરાવતી. ૭

દાસ નારણસિંગ કહે છેરે, માયા પછી રહી શેતી;
ગુરૂ ગોવિંદને ભજશેરે, તેની સત્ય ગતી. ૮

---

## ૨૦

જીવ કાયાને કહેછેરે, હું પંખી છું પરદેશી;
અમે ક્યાં સુધી રહીએ રે, નથી અહીંના રહેવાશી,
તારા મોહના તે ફંદામાં રે પડી અમને ફાંસી;
તારી વાસના લીધીરે. ફર્યે લખ ઓરાશી. ૨
ગુરૂએ સમજ પાડીરે, જોયું સરવે તપાસી;
નીરખ્યા બ્રહ્મ સ્વરૂપનેરે, પોતા રૂપ પ્રકાશી. ૩
મારી કેડજ મેલીરે, શાને કરો ઉદાશી;
તમને તીરથ કરાવ્યાંરે, શ્રાગંગાને કાશી;
થયા રૂપ અરૂપરે, માયા ત્યારે દુર ખશી;
ભળ્યા તેજમાં તેજરે હરી જેને ગયા વહી, ૫
દાસ નારણસીંગ કહે છેરે. અચળ થયા અવિનાશી.
ગુરૂ ગોવિંદ ભજશેરે, અમરાપુરના વાશી ૬

---

## ૨૧

જોડુરે એક મેનાપોપટનું, પાંજરૂ આ કાયા કંચનનું;
મેના માયા હરીની દાસી. ચૈતન પોપટજી અવિનાશી.

જુઓને અંતરમાં પ્રકાશી. જોડુ૦૧
કારીગરર પુરા કહેવાતા, પચ્ચકંગી પાંજરૂં ઘડતા;
તેમાં માંહી પોપટજી રહેતા. જોડુ૦૨
ચૈતનનું તો તેજ ઘણુંરે તપે, શોભે પરબ્રહ્મના રૂપે;
બેઠારે માંહી મહામંત્રને જપે. જોડુ૦૩
મેનારેમાયાપોપટનીનજરેપડી, પોપટજીનુંમનડુંલેઇહરી;
પોપટજીની મત સમુળગી કરી, જોડું૪
મેનારેતુંતો આજનેઓરી. મારીનેંતારી સરખીબંને જોડી
મેનાએ નાંખી મોહતણી દોરી. જોડુ૦૫

હવેરે મેના કહે છે પોપટને. આવીને હુંતો વદુછું તમને;
રખેને દગો દેતાજી અમને જોડુ૦૬
એવું રે સુણીપોપટથયોબેહાલ, તેમ તેમ મેનાકરેજ વ્હાલ,
મેનારે તને કરવાનો હું ન્યાલ. જોડુ૦૭
હવેરે મેનાપોતેમનમાહસી, હુંતોપેલાપોપટને રૂદિયે વસી;
આરે લેઈ ફેરવું ચોરાશી જોડુ૦૮
પોપટજી તો ભણવુંએ ભુલી ગયા. જઈને પેલી મેના-
ના વશમાં રહ્યા;
પોપટજી હવે મોહ દરીયાંમાં વહ્યા; જોડુ૦૯
હવેરેમેનાપોપટજીબંનેને, બેઠારેહતો, કાળ બીલાડો કને;

જઇને પેલા પોપટજીને હણે. જો૦૧૦
હવેરે પોપટને લાગ્યું ખારૂં, પેલું રે સુખકયાંગયું રેમારૂં;
પડે છે મારે મરવું. જો૦૧૧
ચેતન જીવસ્વરૂપે થયા, જ્યારે પેલી માયાના
વશમા રહ્યા.
માટેરે લખ ચોરાશીમાં ગયા જો૦૧૨
નારણસીંગ ગુરૂ ચરણની આશ, માયા થકી થઇ ને
બેઠો છું નિરાશ;
આપોને હરી ચરણકમળમાં વાસ. જો૦૧૩

---

## ૨૧

નાથકેસેગજરાબંધ છોડાયો, એહીઅચરજમોહેઆયો. ટેક
ગજ ઔર ગ્રાહ લડતજલભીતર, લડલડત ગજ હાર્યો;
જવપુર સુંઢ રહી જળ ઉપર, તબ હરી નામ પુકાર્યો. ૧
સવરીકે બોર સુદામાકો તાંદુલ,રૂચીરૂચી ભોગ લગાયો;
દુરજોધનકો મેવોહી ત્યાગ્ય, ભાજી વિદુર ઘર પાયો. ૨
પેઠે પાતાળ કાળીનાગ નાથ્યો, ફેણપર નરત કરાયો;
ગીરી ગોરધન કરપર ધાર્યો, નંદ ઘેર લાલ કહાયો. ૩
અઘાસુર માર્યો બગાસુર માર્યા દાવાનળ પાન કરાયો

સ્થંભ ફોડી હિરણ્યાકશ્યપમાર્યો, નરસિંગ નામ ધરાયો. ૪
અજામેલ ગજ ગુણકા તારી દ્રોપતીકો ચીર પુરાયો;
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ બનાયો. ૫
દુરજોધનકો માન ઘટા મોહી ભરોસો આયો;
સખસખીયન મીલી કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો, ૬
છુટે નહિ રાધાજીકો કંગન, કૈસે એ ધનુષ ઊઠાયો,
ખોલ કોટડી પાદલ ધાયો, ગરૂડકુ નાજા સંતાયો. ૭
છુટે નહી રાધાજીકો કંગન, ઓ અલ કાંહાંરે છુપાયો;
જોગી જાકો ધ્યાન ધરતહે, ધ્યાન ધરત નહિ આયો;
સુરદાસ પ્રભુ તિહારો મિલનેકું, જસોદાકી ધેનચરાયો. ૮

---

## ૨૩

તેરે દયાધરમનહી મનમેં, મુનીડાંકાયા દેખે દરપનમે. ટેક
જબલગ ફુલ રહે ફુલ વાડી બાસ રહે નીજ ફુલનમેં;
એક દીન એસી હોજાવેગી, ધના ઉડેગી તનમે. મુ૦૧
ચુંવાચંદન અબીર અગરજા, શોભે ગોરે તનમેં;
ધન જોબન ડોંગરકા પાની. ઢલ જાવેગા ખીનમે. મુ૦૨
નદીયાં ઘેરી હરી નાંવ પુરાની ઊતરે ચાહે સંગમેં;
[illegible] હોય સો પાર ઊતરે, નુગરા ડુબે જલમેં. મુ૦૩

કવડી કવડી માયા જોડી, સુરત હરી નિજ ઠનમે,
દશ દરવાજા ઘેરલીયે જબ, રહી ગઇ મનકી મનમે મુ૦૪
પગડીયાં બાંધિ પગસવારે, ઝુલા ઝુલે પવનમે
કહેકબીરા સુનો ભાઈ સાધુ, એકલા લટ રહે મનમે મુ૦૫



## ૨૪

જયાં જોશો ત્યાં દુખીયા બાબા, એકયા વન રહે મનમે;
જોગી દુખીયા જંગમ દુખીયા, તપસીકુ દુઃખ દુના;
આશા મનશા સબ વ્યાપી, કોઈ પહેલ નહી સુના. ૧
રાજા દુખીયા પ્રજા દુખીયા, દુખીયા ધર બેરાગી,
દુઃખ કારણસે શુકદેવને, ઉદરકી માયા ત્યાગી. ૨
સાચા કહે તો સબ જગ દુખીયા. જુઠા કહી નજાઇ;
બ્રહ્મા વિષ્ણુ શંકર દુખીયા, જીન્ને સૃષ્ટિ જમાઈ. ૩
ધુત દુખીયા અબધુત દુખીયા દુખીયા હય ધન રંકા,
કહેત કબીરા નહિ એ દુખીયા, જીને મનકુ જીતા, ૪

---

## ૨૫

ધન્ય ડાકોર રૂડુ ગામ, વસે મારો વહાલોરે;
શામળીઆજી ચતુરસુજાણ, તેને જોવા ચાલોરે. ૧

બહુ બોડાણાની પ્રીતે પ્રભુ પધારયારે;
અહીંઆં આવી ઉત્તમ કીધા કે, અધમ ઉધારયારે
ઘણા પાપી તે પાવન થાય, દરશન કરતાંરે;
દુઃખ જનમ મરણનાં જાય સામાં ડગ ભરતાંરે.
વાહાલો પ્રેમતણે વશ થયા, પ્રિતમજીના સ્વામીરે;
એતો ભક્તિતણે વશ થયા, પ્રિતમજીનાસ્વામીરે. ૪

---

## ૨૬

ગોવિંદ પ્રાણ અમારોરે; મને જાુગ લાગ્યો ખારોરે;
મુને મારો રામજી ભાવેરે, બીજોમારી નજરે ન આવે. ૧
મિરાંબાઇના મોહોલમાંરે, હરિસંતનકા વાસ;
કપટીથી હરી દૂર વસેરે, મારા સંતનકેરી પાસ. ગો.૨
રાણેજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દો તમો રાખો દુનીયામાં લાજ.૩
મિરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાને હાથ
સાધુની સંગત કબુહ ન છોડું, રહું તમારી પાસ.૪
વીખનો પ્યાલો રાણે મોકલ્યોરે દેજો મીરાંને હાથ;
અમૃત કરી મીરાં પીગયાંર, જેનો હરીએ ઝાહ્યો હાથ. ૫

સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સો કોસ.
રાણાજીના દેશમાં મારે જળરે પીવાનોદોષ. ૬

ડાભો મેહલો મેવાડનોરે, મીરાં ગઈ પુરવ માંય,
સરવ છોડી મિરાં નીશર્યાં. જેનું મનડું હરિ માંય. ૭

સાસુ અમારી સુશુમણાંરે સસરો પરમ સંતોષ;
જેઠ જુગોજુગ જીવજો, મારો નાવલીઓ નીરદોશ. ૮

ચુંદડી ઓઢું તારે રંગ સોરંગી હોય;
ઓઢું, હું કાળો કાંબળો, દુજો ડાગ ન લાગે કોય. ૯

મિરાં હરીની લાડણીરે, રહેતી સંત હજુર;
સાધુ જનતે દલતેશુ પેલો દલ કપટીથી દુર. ૧૦



## ૨૭

માગત માખણ રોટી, ગોપાળ પ્યારે માગત માખણ રોટી,
મેરેગોપાળજીકુ રોટી બનાદઊં, એકછોટીને બીજીમોટી ગો૦
મેરે ગોપાલજીકું બિહા કરુંગી, બ્રખુમાનકી બેટી. ગો૦
મેરે ગોપાલકું અંગીઆ બનાદઊ, માથે કલંકીટોપી. ગો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમણ ચીત
જોતી. ગો૦

## ૨૮

વાટ જુએ છે મીરાં રાંકડી ઉભી ઉભી વાટ ટેક.
મુનીવર સ્વામી મારે મંદીર પધારોરે;
વાલા સેવા કરે છે દીન રાતડી, ઉભી ઉભી વાટ. ૧
ફુલના તે હાર ને ફુલનાતે ગજરારે;
ફુલના તોરારે ફુલ પાંખડી, ઉભી ઉભી વાટ. ૨
ફુલનાં પકવાન મીઠાઇયોને મેવારે,
ઘેબર જલેબી તલ સાંકળી, ઉભી ઉભી વાટ. ૩
લીવગ સોપારી પાનનાં બીડલાંરે.
એલચીદાડા ને તજ પાંખડી, ઉભી ઉભી વાટ, ૪
સાવ સોનાનાં સોગઠાં. ઢાળ્યાંરે.
રમવા આવોતો જાય રાતડી, ઉભી ઉભી વાટ. ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
જોતાં ઠરે છે મારી આંખડી, ઉભી ઉભી વાટ. ૬

---

## ૨૯

મુખડાની માયા લાગીરે મોહન તારા. ટેક
મુખડું મેં જોયું તારૂં સરવે જુગ થયું ખારૂં.
મન મારૂ રહ્યું ન્યારૂરે, મોહન તારા. ૧

સંસારીનું સુખ એવું ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે; મોહન તારા. ૨
સંસારનું સુખ કાચું, પરણીને રંડાવુ પાછું;
તેને ગેર શીદ જઇએરે, મોહન તારા ૩
પરણું પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો;
રાંડવાનો ભય ટાળ્યોરે. મોહન તારા. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાહલા,
હવે હું તો બડભાગીરે; મોહન તારા, ૫

---

૩૦

લેને લેને લાવ જીવને જોતાં નહી મળે; (૨)
જોતાં નહી મળે જીવને ખોળ્યો નહી જડે લેને, ટેક.
કરતુરીને કેવડો લઇ તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભમે લેને. ૧
મોતી સરખો દાણો લઇને ઘંટીમાં દળે (૨)
બાવળીઆનું બીજ વાવે, આંબો નહી ફળે. લેને. ૨
સંત બોલાવે બોલતો નથી, અભીમાનમાં ફરે, (૨)
મારી ધક્કે આગળ કરશે, વેઠે ભારભરે. લેને. ૩
માયા તને મીઠી લાગે, ગોળસે ગળે (૨)
નરભેરામના સાથમાં તો, કુળ નળી મળે, લેને, ૪

## ૩૧

હોલો હોલી કહે છેરે. પ્રભુ મારો વારે ચઢો;
બચ્ચાં મારાં મારશેરે; તળે આવી ભીલ ખડો. ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ને ઉપર આવ્યો બાજ;
દરમાંથી સરપ જો નીસરે તો વણશે મારાં કાજ.
ગરૂડના ગામીરે, આંટી રખે રાખી રહો. હોલો. ૨
કહેતામાંજ પરવરીયાને, સરપમાં નીરવાણ;
પારધીને તે પગેરે ડસીયો, સરપમાં નીરવાણ;
ત્યાંથી બાણ વછુટ્યું રે, બાજ આવી હેઠે પડયો. હોલો ૩
કઠળવેળામાં કામજઆવે; જો ભજન કરો ભય જાય;
એવા સમરથ સ્વામીને, મુકીને કોના પુજું પાય.
ગુનેહગાર તારોરે, તુળશીદાસ ખરો. હોલો ૪

---

## ૩૨

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પ્રત રાખ;
બાનારે મારે જો દુઃખ દેશો, તો કોણ જપે તારો જાપ. ૧
રોહીદાસની તમે પાત્રી લીધીને, નવ જોઈ જાત કે ભાત
શેના સનમુખ રહીને, તમે નાઈ કહેવાયા હો નાથ, ૨
પ્રલ્હાદની તમે પ્રતિજ્ઞા પાળીને, સ્થંભમાં પુરયો વાસ;
તાતી કઢા તમે સીતળ કીધી. સુધનુવાને કાજ. પ્ર૦ ૩

પંચાળીનાં પટકુળ પુરયાં ને, રાખી સભામાં લાજ;
સાગરમાં બુડતો રાખ્યો. રામ કહેતાં ગજરાજ પ્ર૦ ૪
ઝેર હતાં તે અમ્રત કીધાં, આપ્યાં મીરાંને હાથ;
મહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા.
મધરાત. પ્ર૦ ૫
ભક્તોનાં તમોસંકટ ભાગ્યાં, ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુળશીના સ્વામીને કહું કરજોડી, પુરો અંતરની આશ.

---

## ૩૩

હરી ભજવાનું ચોગઠું રે, ફરી ફરી ક્યાં મળશે રે
થાપ કરીને ચેતી લેજો, ભવનાં તારણું તરશો રે;
મનુષ્યાદેહ તો મટી જશેને, પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટજ ઉઠશે, કોઈ ખાણે રડવશો રે; હ૦ ૨
દુઃખ લાગે તો વહેલું લાગો. ઊંધે ઊંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો શું પાળ્યું રે. હ૦ ૩
જોબન જાશે ને જરા આવશે, નેન નાશીકા ગળશે રે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અગળાં રહેશે રે, હ૦ ૪
હરી નામ તો હારી બેઠા, વિષયમાં વીટયો રે;

ઘોળે દહાડે ધજારે બાંધી ચોટામાં લુટાયોરે. હ૦ ૫
આ અવસર તો રૂડો કહાવે પાપ ન કરશો. પ્રાણીરે
કલ્યાણ કહે ને કહ્યું ન માને, પત્થર ઉપર પાણીરે. હ૦ ૬

## ૩૪

ગઉ ચારી ઘેર આવે, વાલો મારો ગઉ ચારી ઘેર આવે;
હાથ લકડીયાંને ખભે કામળીયાં, મીઠી મોરલી બજાવે,
ગુંજા ફુલના હાર મનોહર, મોર મુગટ શીર સોહીયે,
સ્વામીતણી સુંદરતા જોઇ જોઇ, વ્રજજનનાં મન મોહીયે
કુમકુમકેરા છાંટા દેવરાવુ, મોતીડે ચોક પુરાવું;
નરસઈયાના સ્વામી મંદીર પધારો, શેરીયે તે ફુલડાંવેરાવું.

## ૩૫

આલો જઇયે દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બીરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દર્શનથી દુઃખ ભાગે છે. ટેક.
પહેલું દુઃખ બ્રહ્માનું ભાગ્યું, શંખાસુરને મારીને;
શંખ નારાયણ બેટમાંબેઠા, વેદ લાવ્યા ચાર ત્રાળીને
અમ્રૃત તો અમરોને પાયું, વિષ પાયું વિષધારીને,

વરાહરૂપે પૃથ્વિ લાવ્યા, આદ્ય નિરંતર આજે છે;
દીનોનાથ દયાળ દામોદર દર્શનથી દુઃખ ભાગે છે, ૧

પ્રલ્હાદની પ્રતિજ્ઞા પાળવા, નરહર નરસિંહ રૂપ ધર્યું
હિરણ્યાકશ્યપુ નખે વધેરયો, વિધિનું વાકય સફળ કર્યું
વામનરૂપે બળિને ચાંપ્યો, ઇંદ્રરાયનું કાર્ય કર્યું;
છબીલોજી છડીદાર થઇ ઉભા, બળિરાજાનું ભાગ્ય ભળ્યું
ફરથી ગ્રહી નક્ષત્રી કીધી, જઇને ડાકણ બિરાજે છે;
દીનાનાથ દયાળ દામોદર, દર્શનથી દુઃખ ભાગે છે. ૨

અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી. પથરા પાળજ તારીને,
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને,
મોરલીમાં મહા મો પમાડયા, ત્રણ લોક નરનારીને;
બુદ્ધરૂપે જગન્નાથજી, ઝગમગ જોત બીરાજે છે
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૩

અકળકળા નવખંડમાં, વ્યાપી ઘટઘટમાં તમે રમી રહ્યા,
ડાકોરમાં ઠાકોર બીરાજ્યા,. બોડાપર કરી દયા,
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા;
ભિક્ત જાણી સારંગપાણી, સુગળી પાછા ઘેર ગયા;

માખણિયો. આરો છે સારો, લીંમડો લાગે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે, ૪
ઊંચું દેવળ ઊંચું શિખર ઉપર ધજા ફરૂકરે
જે દરવાજે નોબત વાગે. રત્નાગર ત્યાં ગડગડે;
ગોમતી તીરે સંગત તીરે, સંગ આવી ત્યાં પડાવ પડે
આડેદહાડે શુકરવારે વાલમનો વરઘોડો ચડે,
રણછોડ રસિયો સૌમાં વસિયો સૌને માથે ગાજે છે;
દીનોનાથ દયાળ દામોદર દરશનથી દુઃખ ભાગે છે. ૫
ઉત્તર દક્ષીણ પૂરવ પશ્ચિમના લોક દર્શને આવે છે,
મોટા મોટા સંઘવી થઇને સંઘ દ્વારકામાં લાવે છે,
નયણે નિરખું હૈડે હરખું, રૂપ જાઉ બલીહારી;
શંખ ચક્ર ને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગીરધારી
સાકર માખણ તુળશીની માળા રાયરણછોડને ચડાવે છે.
ઇચ્છારામના સ્વામી અંતરજામી, ભક્તને લડાવે છે. ૬

---

૩૬

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે,
ઝુલે લાડકડા પુરૂષોતમ આનંદભેર,
હરખી નીરખીને ગોપીજન જાઉં વારણે;
અતિ આનંદ શ્રીનંદજીને ઘેર. માતા૦ ૧

હરીના મુખડા ઉપર વારૂ કોટીક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર શીશાળ કપોળ;
દીપક સરખી તો શોભે નીરમળ નાશીકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ માતા. ૨
મેઘ શ્યામ કાંતિ ભ્રકુટી છે વાંકડી,
ખીટળીયાળા ભાલ ઉપર ઝુમે કેશ;
હસતાં દુંતુડી દીસે બેહુ હીરાકણી;
જોતાં લાજે કોટીક મદન મોહન વેશ. માતા. ૩
સીંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંગલુ,
નાજુક આભ્રણ સગળાં કંચન મોતી હાર;
ચરણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી.
કોઈ બોલાવે તો કીલકીલાકાર. માતા ૪
લાલ લલાટે કીધો કુમકુમ કેરો ચાંદલો,
શોભે જડીત્ર જાણે મરકત મણીની પાળ;
જનની જુગતે આંજે અણીયાળી બેઉ આંખડી,
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ માતા. ૫
સરવે સોનાનું જડીત્ર મણીમય પારણું,
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને ગાયે હાલરાં,

એંચે કુમતી યાળી રેશમ દોરી સાર. માતા. ૬
હંસ કારંડતે કોકીલ પોપટ પાળે.
બપૈયા ચકોરને કાંઈ સારસ મેના મોર;
રમકડાં મુકયાં રમવાને મોહનલાલને,
ધમધમ ઘુઘરા વજાડે નંદકીશોર. માતા ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલાલહેર. માતા ૮
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખડી હું આપીશ હરીને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઈને તેને ભેટીશ રૂદયા સાથ માતા. ૯
જેનો શેષ શંકર સરખા પાર પામે નહી,
નેતી નેતી કહે છે નીગમ વારોવાર,
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં.
નથી નથી એના ભાગ્યતણો કંઈ પાર. માતા. ૧૦
વૃજવાસી સઉ સરવેથી સુભાગી ઘણાં;
તેથી નંદ જસોદા કેરૂ ભાગ્ય વિશેષ;

તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતી ઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શીવ ને શેષ. માતા. ૧૧
ધન્ય ધન્ય વૃજવાશી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વંદ્રાવન જ્યાં હરીકેરો છે વાસ;
સદા જુગલકીશોરે ત્યાં લીલા કરી.
સદા બલીહારી જાય છે દયારામ દાસ માતા. ૧૨

---

## ૩૭

ચીત તું શીદને ચીંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક
સ્થાવર જંગમ જડ ચૈતનમાં માયાનું બળ ઠરે;
સ્મરણ કરે શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ ભયહરે કૃષ્ણ. ૧
નવમાસ પ્રાણી શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનુ આવરણ કર્યું ત્યારે. લખચોરાશી ફરે કૃષ્ણ. ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી નવ ફરે કૃષ્ણ. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્રી વજાડે જંત્ર, તેવો સ્વર નીસરે. કૃષ્ણ. ૪
થનાર વસ્તુ થયા કરે જયમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુએણીપેરે જાસે, જયમ ગજ કોઠું ગળે.કૃષ્ણ.૫

જેને જેટલું છે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહી કોઇથી, શીદ કુટાઈ મરે. કૃષ્ણ ૬
તારૂં ધાર્યું થાતું હોય તો સુખ સંચે દુઃખ હરે;
આપણનું અજ્ઞાનપણું એ, મુળ વીચારે ખરે. કૃષ્ણ. ૭
થવાનું અણચીંતવ્યું થાશે, ઉપનીષદ ઉચરે;
શખ્ય ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણ. ૮

---

## ૩૮

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દીલનું કપટ ન જાય પ્ર.
પ્રભુ કીરતન પ્રભુનામ સ્મરણમં; અતીશે આળસ તારે;
ડાચાકુટ લવ પરનીંદામાં, આખો દીવસ ન હારે.પ્રભુ, ૧
પ્રભુનું પુજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફો સોગટાં કુટતાં, આઠ પહોર નવ જંપે. પ્રભુ. ૨
પ્રભુનું ચંદન ઘસતાં તારૂં શ્રમથી શરીર બગડે;
કુડી કુંદકું લઈ મરી મશાલો,ભાવે ભાંગજ રગડે. પ્રભુ ૩
એકાદશી ઓચ્છવનું જાગણ, અતી અઘરૂ તને લાગે;
ભાંડ ભવાયા જોવા સારૂ, સારી રાતજ જાગે. પ્રભુ, ૪
હરીના ભક્તને લુખું સુકું, વેઠજ વળગી જાણે;
સગાસંબંધિ પરોણા આવે, તેને મીષ્ઠાન પીરસે પરાણે.પ્ર.૫
બે પૈસાની ગુરૂસેવા બતાવે, ત્યાં ગણગણતુ બોલે;

ઘરની ગ્રીન્યારે માંગેઘરેણું ત્યાં હશીમગનથઈડોલે. પ્ર. ૬
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભુષણ ઘાલે;
સોનું રૂપુ મણી મુકતાવિણ શ્રી સુતને નવ ચાલે પ્ર. ૭.
જગ દેખતાં જપવા બેસે, બાઠી નાક ન ખાત્રા;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના લહાવા. પ્ર. ૮
આ કરવું આ ના કરવું એમ અન્યને શીક્ષા દે છે;
તે પ્રમાણે તું નથી કરતો, અનુચીત કર્મ કરે છે. પ્રભુ ૯
અંતરના છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
તો માયાનો સંગી છે, દાસ દયાનો સ્વામી પ્રભુ. ૧૦

## ૩૯

લાંબી સોડે સુતોરે, સુખની તે સજ્યા કરી,
કદીએ નવ બોલ્યોરે મુખથી તું હરી હરી, ટેક૦

આછેરે તારૂં આછેરે મારૂં તેમાં બંધાણું તારૂ ચીત;
એક ઘડી તું તો રે થીર નવ બેઠો ઠરી લાંબી સોડે૦ ૧
શીર ઉપર તો કાળ ભમે છે, જેમ તેતરપર બાજ,
અલબેલીનો સંગ ન મુકયો તે વિના આંધળો ભીંત.
કહીએ ખરા પણ કહ્યું ન માને કરે મુમતથી કાજ;

જેજેમતેતેમજરે. મુકીને તારે જાવું મરી,, લાંબી સોડે ૨
ઉંચીઉંચી મેડીને બાગબગીચા; નવીનવીભાતના રંગ
તે ગેર બેઠા કાગ કકળશે; કોય ન આવે તારી સંગ;
તુળશીતોકહેછેરે, લીધીલખચોરાશી કરી. લાંબી સોડે, ૩

---

# ૪૦

ગોવીંદગુણગાઇલ્યોમનઘેલા, તમે થાઓ ને વહેલા વહેલા.
હરીગુણ ગાઓને પ્રથમ પહેલારે, ગોવીંદગુણ૦ ૧
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂંસો ખોટો.
જુગમાં હરીજશ મોટોરે ગોવીંદગુણ૦ ૨
મન તું મારૂં મારૂં કરતો, સગા સંબંધી સાથે લડતો;
તું તો હીંડે છે વન રડવડતોરે. ગોવીંદગુણ ૩
જીવ તારી માત પીતાને ભ્રાત, કોઇ નહી આવેતારીસાથ;
તારે જાવું એકલડાં વાટરે. ગોવીંદગુણ૦ ૪
જીવ તારે એ વર તણીછે આશ; વેશઘણાને થોડી રાત;
ક્ષણમાં થઇ જાશે પરભાતરે. ગોવીંદગુણ૦ ૫
એવી વૈશ્નવ જનની રીત કરો લે શામળીયાશું પ્રીત,
ભક્તભોવન કહે હરિ ભજીને જીતરે, ગોવીંદગુણ૦ ૬

---

## ૪૧

માતા જસોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગું તમને પાય;
તેમ તેમ રીસાઇને રંગ રસીયોજી આવે નહી,
પાછળ દોડે તેમ તેમ નટવર નાસી જાયા. માતા. ૧
કાળા કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે,
વાટ જુએ છે કાના બેસી રહ્યા બળવીર;
તમને શીખામણ દેઉ છું તે કેમ નથી લાગતી;
શા માટે શામળિયા ભરો નેત્રમાં નીર. માતા, ૨
આવા ઢંગ ધુતારા જે કોઈ તુજમાં જાણશે,
ત્યારે પરણ્યાની શી થાશે હરજી પેર
કોઈ કન્યા નહિ આપે કાના કહું છું કયારની
રાખો ડહાપણું ચાલો રાડ તજીને ઘેર. માતા. ૩
હવે નહિ મારૂં મારાં સમ દુજને છે બાપના,
હું તો હારી તુજથી તું જીત્યો જગદીશ,
શું કરૂં લાડકવાયો એકનો એક છે નંદને,
શું કરૂં સાખી રહું છું બાકી ચઢે છે રીસ. માતા. ૪
જેમ તેમ સમજાવી લેઈ ચાલ્યાં સુંદરશ્યામને
કટિયે બેસારીને ચુંબન કીધું ગાલ;

મુખડું નીરખી હરખી રંગમાં રીઝયાં ગણું,
લાવી મુખડા આગળ મુકી કનકની થાળ. માતા ૫
માંહે પકવાનો પીરસ્યાં છે. ભલી ભલી ભાતના,
માંહે ખાજાં જલેબી બરફી બુરા ખાંડ,
પેંડા પુરી કચોરી પડસુલીની પાતળી,
હર્યોલર્યો મારા સમ એમ મુખથી કહેતાંમાંડ. માતા. ૬
ઘેબર સુતરફેણી આણી અતીશે ઉજળી,
બીજા નાના વિધના પવિત્ર કીધા પાક;
અતિ આનંદે જમાડે માતા લાલને,
તળ્યાં તાતાં લાવી તરત મુકયાં શાક. માતા. ૭
મેસુર મગદળ તે લાવ્યાં માતા જસોમતી,
શકરપારા શીરો તેમાં સાકર બહુ;
મારા અલબેલા હો લાલજી નથી બોલતા,
મારા સમ કશું તેને નહિ કહું. માતા. ૮
મારા સમ જો તુજથી વહાલુ. મુજને કોઇ નથી,
મારી આંખડીએથી રખે વેગળા થાઓ;
મારાં આંગણિયાં રૂડાં દીસે છે તમ વડે
સમ ખાધા શામળિયા હવે ન આઘા જાઓ. માતા. ૯
પ્રેમે આરોગે ઉઠયાં તે હરિ બળદેવજી,

માતા જસોદાને આનંદ અંગ ન માય,
આપે રમકડાં રઢિયાળાં રીઝી રંગનાં,
ઉભો દાસ હરિભટ ઢોળે પ્રભુને વાય. માતા. ૧૦

## ૪૨

હઈઆના ફુટયા હરી સંગ હેત ન કીધું,
લખ ચોરાશી ફેરૂં લગડુ માંથે માગી લીધુંરે. હે. ૧
પેટને અર્થે પાપ કરતાં; પાછુ ફરીનવ જોયું.
ચાર દિવસના જીવતર સારૂ, મન માયામાં મોહ્યુંરે હે. ૨
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકીયો ટાળી,
માતાપિતા જુવતીસુતસંસંગે વિસાર્યાવનમાળીરે. હે. ૩
આળસને અજ્ઞાન અતિશે, કામ બગડયું તારૂં.
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂંરે હે. ૪

## ૪૩

આળસ તજને અભાગીઆ ગોવીંદ ગુણ ગાતાં;
રામે આપ્યા છે રોટલા, રૂડા લાગે છે ખાતાં આળસ. ૧
સારૂ સારૂ કહી શાકને, ભલા સબડકા ભરિયા
કઠીલા ડામ દેઉતને, હરિ કેમ વીસારીયા. આળસ. ૨

અન્ન વસ્ત્રની આશથી, ધાયો ફ્રર છે અંત્ય
લખરે ચોરાશીમાં ભટકવું તેની છે કાંઇ ચિંતા   આળસ. ૩
કૃષ્ણ ભજન વિના કુતરા, થઇ લખલખ ફ્રરતા;
કકડો કોઈ નાંખે નહી, માર ખાઈને મરતા   આળસ, ૪
માઠો દેહ મંજારનો, કઈ પેરરે ધરશો;
છીછીડ કહિ સહુ હાંકશે, મિયાંઉમીયાંઉકરી મરશો   આ. ૫
છુટશો ઘેર ગોલા તણે, ગરધવ ગુણ નાંખી
જેજેમ તે તેમ તાણશે, ધણીની બીક રાખી   આળસ, ૬
આજ સેવા કર સંતની હરીહડામાં આણી.
નહીતો પાડા થઈ પંથમાં, ભરશો કેમ પાણી,   આળસ ૭
માટે નાચી હરીને રીઝાવો, કર્મ કુડાંરે છુટો;
ઘોડારે થઇને ઘાસમાં પગ થાનેરે. કુટો   આળસ. ૮
કીર્તન કરો શ્રીકૃષ્ણનું, મુકી બીજીરે વાણી;
બકબક થઇને બોકડા, ખાસો ખરસાણી.   આળસ. ૯
ગરજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ઘાંટા;
તો ઉટ થઈ નહી અવતરો, ખાવાને કાંટા   આળસ. ૧૦
માનતી માંનવદેહ વિશે, હરિ મારગે ચાલો
હસ્તિથઈનેમરતીઓ, માથે નહિ ધુળઘાલો.   આળસ. ૧૧
કૃષ્ણ વિસાર્યા તે કોડશું, બહુ અવતાર ધરશો,

વાંદર થઈ વરણાગીયા, કાળે મુખે ફરશો, આળસ. ૧૨
હરી ગુણ ગાતાં તુજને ટાઢ વાય શરીરે;
બગલા થઈ કેમબેસસો તમે જળની તીરે, આળસ. ૧૩
ગુણલા ગાઓ ગોવિંદના, શું લાગો છો લોભે;
ધુડ થઇને ધુધશો, તમે ઘરને મોભે; આળસ. ૧૪
કૃષ્ણ કથારસ અનુભવો; કાને છો તમે બારૂવા;
કોળ નોળ વણીયર તણા, દેહ છુટોને વરૂવા આળસ. ૧૫
પામી ઉત્તમ દેહને; હરિ ચિત્તથી ન મુકો;
નિત્યે ઘર ઘર માગશો, તમો લુખો ને સુકો આળસ, ૧૬
રીંછ રોઝને વાઘને છે નરતીરે કાયા;
તે છુટવા છબીલો ભજો; તમે મુકીને માયા; આળસ ૧૭
ચેતિ શકો તો ચેતજો; શું કહીએ ઝાઝુ;
હરિ વિનાજીવનું દુખનું, કહેતા હું તો લાજું; આળસ ૧૮
માનવ દેહ મોંઘો જડયો, કાંઇ સાધન સજીયે;
રામ કૃષ્ણ સરવે તજી; ભગવાનને ભજીએ. આળસ ૧૯

---

૪૪

દીવેલ તો ખુટયું રે કુશકા ખાંડતારે,
પ્રાણીયા તેં કીધું એવું રે કામ;

આદર કરતારે આયુષ્ય વહી ગયું રે
સુખમાં તો સમર્યા નહી શ્રીરામ, દીવેલ. તો. ૧
મનુષ્ય જનમરે મહા મહિ જડયોરે;
ભજવાને સત્ય શ્રી સારંગપાણ
વહોરતને વહોરીરે; કાચ કથીરનીરે;
કહાવે વળી સઉમાં ચતુરસુજાણ દીવેલ, તો; ૨
જ્યાં લગી વહેતોરે ગાતર ગાંઠડીરે,
ત્યાગી સહુકો કરતુ હેત;
દોહીલી વેળાનોરે સંગી એક રામછેરે
ચીતડામાં ચેતી શકાય તો ચેત દીવેલ તો, ૩
ઉંચીને કોટેરે ભાઈ શું દોડતોરે;
આગળતો આવે છે મહા અર્ણ,
રામકૃષ્ણ પ્રભુરે સાચા સેવજોરે,

---

તે પ્રભુ રાખશે તુજને શર્ણ દીવેલ. તો. ૪

૪૫

સામાન સંભાળરે સંગી તારા ચાલીઆરે,
જે વળી આવતા તારે સાથ;
ઇંદ્રિયો સઘળીરે શીતળ વિથળ થઇરે
લાકડી તો ઝાલી છે વળી હાથ. સામાન ૧

ઉદરને કાજરે પરને આંગણેરે,
ઉભો વળી સાંજે ન પરભાત;
ધંધાને કરતાંરે ધોળાં આવીયાંરે,
નવ લહી કાળ કેરી જે ઘાત. સામાન ૨
આભવમાં આવીરે ભલામણ શું કરયુંરે
ભારે મારી જનેતા નવ માસ;
રામ નામ લેતાંરે રસનાં આરસીરે,
કીધી તેં તો વીજીયો કેરી આશ. સામાન ૩
બુદ્ધિ બળ સાથેરે બંધનમાં પડયોરે,
જઇ ભીડી બાવળીયાશું બાથ;
રામકૃષ્ણ પ્રભુરે સાચા સેવજોરે,
વાલો મારો નર્ક નિવારણ નાથ. સામાન ૪

---

## ૪૬

હરિ ભજનવિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે;
જડ બુદ્ધિ જીવ સંત વિના શુદ્ધમારગ કોણ બતાવે ટેક.
તેં અનેક અવતાર ધર્યા, કે કર્મ તણા કોઠાર ભર્યા;
અધઓઘ તણા અંબાર કર્યા.
ફર્યો ચાર ખાણ લખચોરાશી; થયો જળચર -

સ્થળચર ગર્ભવાસી

માયા બંધનથી ન શકયો નાશી. હરિ. ૨
પામ્યો મનુષ્ય દેહમાં નહિરે મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઈ લે ગુણ ગોવિંદ તણા. હરિ૦ ૩
તું ઝાડપહાડ જડરૂપ થયો, તે શીત વરસા સુતાપ સહ્યો;
તારા કષ્ટનો પાર નવ જાવ કહ્યો. હરિ૦ ૪
દુઃખ જન્મમરણ એવું જાણી, શું બેઠો છુ આળસ આણી;
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી. હરિ૦ ૫

---

## ૪૭

હરી ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાય;
પરિતાપ ટળે, જન્મ મરણના સંકટ સરવે જાય; ટેક,
શુકજીનું મુળ જુઓ શોધી, સજનોથાતી પશુરોધી;
થયા આપે ઈશ્વર અક્રોધી હરી૦ ૧
જુઓ વાલ્મીકજીની વાત ખરી;જેણેધર્મશારામાં દેહ ધરી;
તેણે સો કોટી રામાયણ કરી. હરી૦ ૨
જુઓ એકલશૃંગી હરણીના, જુઓ વ્યાસમુની વણ પરણીના;
જુઓ સુતપુરાણી કોણ, કરણીના, હરી૦ ૩

જુઓ દાસી સુતથી શું હીણપણું; વળી પુન્ય પવિત્ર ચહિવ ધણું;
થયા નારદ મન ગોવિંદતણું. હરિ૦ ૪
જુઓ માંડવની મીંડકી માતા. એવા વશિષ્ઠ વિશ્વે વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજ જાતા, હરિ૦ ૫
જેમ મધ્યમ જળ ગંગાનાં ભળે, તે ગંગા સરખું થઈને ફળે;
જેમ પારસ પરસે લોહ ટળે. હરિ૦ ૬
એમ જાત ભાત સઉ ન જાણી, હરિ ભજે હરિ સરખો પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એંધાણી હરિ૦ ૭

---

## ૪૮

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાલાજી, મહામણિ મુકીને પથ્થર ચિત પ્રોયું, ટેક
તેં અમરત ઢોળી વીખ પીધું, તેં હાથે કામ કુડુ કીધું;
તેં મિથ્યા માતાને દુખ દીધું. દેહ મનુષ્ય ધરી. ૧
તને જાળવીયો જઠરામાંહી, રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી
તેને સંભારયા સુપને નાંહી. દેહ૦ ૨

તેં જગપતિને નવજોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ૦ ૩

એની દેહ અશુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રિત પ્રભુ શુ
નવ આણી;
અધમ જાત પામર પ્રાણી. દેહ૦ ૪

એને કૃતઘ્ની સરખા કહીયે, તેની સંગે તે સરખા થઈયે;

---

## ૪૯

હરિ ભજનથકી, છોટા હોયતે સહુથી મોટા થાય એ રાગ.

મન માને નહી, સો ફેરા સમજાવું તોય શું થાય;
ખળકઠણકઠોર, ચંચળચોર ચપળચિતચોદશજાય ટેક.
મનભુતતણીપેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું;
તેને હરિ ભજવાનું નથી ગમતું મન૦ ૧

જોજમકિંકરનો ભયજાણે, તો મિથ્યાસુખને શિદ માણે;
ગયો અવસર ઉરમા નવ આણે. મન૦ ૨

મળ્યા મનુષ દેહ તેમાં નહીરે મણા, ધન ધાન પુત્ર
પરવાર ઘણા,
તું તો ગાને ગુણ ગોવિંદ તણા. મન૦ ૩

મગફળનો માથે માર પડે, તોયે ફરીને દ્વાર અડે;
ફળ દેખી મરકટ ઝાડ ચહડે મન૦ ૫
કહે પ્રીતમ ચેતીલે પ્રાણી, શું સુતો સોડય ઘણી તાણી,
તારે માથે મરણનો ભય જાણી. મન૦ ૬

## ૫૦

પાણીનો ખેલ બનાવ્યોરે, એનીતો કહીએ અકકલ ઘણી;
સહુથી તો રમનારોરે શોભા તો એના નામ તણી. ટેક
ખરૂ એ પાણી, ને ખોટું એ પાણી, પાણી અફીણને ખાંડ
એ પાણીથી થયાં નર નારી, એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી પા. ૧
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહીમાંસ;
પાણીનાંરે પશુપંખી બનાવ્યાં, પહાડ પથ્થરને ઘાસ;
પાણીના હાથી ઘોડારે, પાણીની સાલપામરીબણી. પા. ૨
પાણીનારે પચરંગ બનાવ્યા, અઢાર જાતનાંરે અન્ન;
સહુથી ન્યારોમારોસાંઈ બીરાજે; તેનેદેખીનેથયોછું દંગ
સંગ કીધો તેનોરે સત્તા તો આત્માની ઘણી પાણી૦ ૩
અક્ષરાતિ તે અક્ષર બ્રહ્મ નિપાવ્યા, ને અક્ષરથી નર નાર;
ઓંકારથિ ત્રણ ગુણ નિપાવ્યા. એ અઠાવીસ નિરધાર
આગત્રીશમા મહાવીષ્ણુરે, ત્રીશમા બાપુ ગાય ભણી. ૪

## ૫૧

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત ભણ્યો. ટેક

બતરીસ આભ્રણ અંગે ધરિ નારિ,
નાક વિના શો શણગાર
કવીએ જો આપનું આપ ન જાણ્યું।
તે કેમ કરી ઉતરે પાર;
સાર કયાંથી મળશેરે ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ.૧

વાંઝણી નારીને સુપનુ આવ્યું છે,
પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખા દેખી કરે છે,
તેની કેમ પુરી થશે આશ
કેને બાપ કહેશેરે; વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૨

નામ ગુણને નાશ વળી, ચોથું પદ અવીનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે, તેને કહીએદુરીતણોદાસ.
નાશ કરી કર્મનોરે સંશય એક પળમાં હણ્યો નામ૦ ૩

ગરીબી રાખી તમે ગુરૂજીનો સાહો શબ્દોનો તોલ,
આપણુ થકીએ અદકા મળે તો તમો પારણુ કરજોબોલ

ગુરૂને સંગે બાપુરે, અનામી નામ પોતે બન્યો નામ૦ ૪

## ૫૨

ટીટોડી કહે તજિયેરે, ભુમી ઉપર ભારજ થશે;
અઢાર અક્ષેણિ દળમાંરે, ઇંડાં અટવાઇ જશે. ટેક.
ભુમિ તજી જઇ વ્યોમે વસિયે, પણ ભવિષ્ય ન ભુલે;
કૃષ્ણ કર્યું તે કોઈથી ન મટે; શું ડહાપણમાં ડુલે;
હજુર હુકમથીરે, હોનારૂં તે સેજે હશે ટીટોડી૦ ૧
રામ પ્રગટીને રાવણ રોળ્યો,ને પાણિમાં બાંધી પાળ;
સોનાની લંકાક્ષણમાં લુંટાવીને, બિભિષણકર્યોરે ભુપાળ;
વીશે ભુજ વાઢયારે છેદ્યાં મસ્તક દસે. ટીટોડી ૨
પ્રલ્હાદજીની પ્રતિજ્ઞા પાળી, હિરણ્યાકશ્યપુ હણ્યો;
નરસિંહ રૂપ ધર્યુંમારે નાથે, બ્રહ્માના વરને ગણ્યો;
હરિથી સર્વે હેઠુ રે, ઉગરે નહિ ઉપાય કરી, ટીટોડી૦ ૩
ગજઘંટાનાંખીને ઇંડાં ઉગાર્યાં, પક્ષીની કીધી પ્રતિપાળ;
મુકુંદ કહે મધુસુદને મોટા, સમરો દીનદયાળ;
બાળ મને લાવિરે, હરિજનમાં વસે. ટીટોડી૦ ૪

---

## ૫૩

કપોતની કહેછેરે, કંથ મારૂ કહ્યું કરો;
સીચાણાનો ભય છેરે, પારધીએ બાણુ ભર્યું. ટેક.

અહીંથી ઉડી અળગાં રહિયે, આ દેશતજી પરદેશ;
મરમ વચન પીયુ મારાંને માનો, લાજ નહિ લવલેશ;
પ્રમાદને મેલોરે, કાંક વેણ રૂદયે ધરો. કપોતની. ૧
કપોત કંથ કહે કાયર, કામની, હોનારૂ છે તે હશે;
શતરૂનું સાલ સેજમાં ટળશે, કર્યું કર્તાનું થશે;
રૂદયે હરિ રાખોરે મુખે કૃષ્ણકૃષ્ણ ઉચરો. કપોતની ૨
અહિ ડસ્યો પારધિને પાયે, બાણ છુટ્યું તે વાર.
સીચાણાનું છેદાયું સિર, કૃષ્ણ કરણી કીરતાર.
ભાવે ગુણ ભાખોરે, ભવજળ તરો. કપોતની. ૩
તન તરૂવર પ્રાણ પંખીડા, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર,
અહંકાર અહિનેજરા પારધિ, કરોધ સીંચાણો નિરધાર.
મુકુંદ મનમાંથીરે, પ્રભુ નવ રાખો પરો. કપોતની. ૪

---

## ૫૪

માથે કોપી રહ્યો છે કાળરે ઊંઘ તને કેમ આવે;
પાણી પહેલી બાંધી લેને પારરે ઊંઘ તને કેમ આવે;
નથી એક ઘડીનો નિરાધારરે ઊંઘ તને કેમ આવે.
આતો સુપના જેવો સંસારરે, ઊંઘ તને કેમ આવે. ૨
અલ્યા એળે ખેચો અવતારરે, ઊંઘ તને કેમ આવે,
તારા માથે છે જમનો મારરે, ઊંઘ તને કેમ આવે. ૩

તારા મનનું ધારયું થશે ધુળરે, ઊંઘ તને કેમ આવે,
ચાર તોલાં છે મણમાં ભુલરે; ઊંઘ તને કેમ આવે ૪
કરી આંટ્યો છે ગર્ભમાં કોલરે, ઊંઘ તને કેમ આવે
થોલ્લ આવેલું થાય છે કથોલરે ઊંઘ તને કેમ આવે. ૫
જોતાં જોતાં આયુષ ખુટી જાયરે, ઊંઘ તને કેમ આવે;
તારા ડહાપણમાં લાગી લાયરે, ઊંઘ તને કેમ આવે; ૬
કાંઠે આવેલું બુડશે ઝાઝરે, ઊંઘ તને કેમ આવે;
તારે કાજે કહે છે રૂષિરાજરે, ઊંઘ તને કેમ આવે. ૭

---

## ૫૫

આભડ શેરમાંબુડયું બધું અંગરે, સારૂ થાય શી રીતે.
નથી નાહતો ગોદાવરી કે ગંગરે, સારૂ૦ ૧
દેવ મંદીરમાં નથી કરયા દીપરે, સારૂં૦
નથી કરતો તું ટેલીયાંની ટીપરે; સારૂં૦ ૨
નથી ચપટી કરાવ્યાનો ચાલરે; સારૂં૦
ખાવા તાકે મફતના માલરે; સારૂં૦ ૩
દેવ દરશનનું નિત્ય નથી નેમરે; સારૂં
આખી પૃથ્વીના વ્હોરી લીધા વેમરે; સારૂં૦ ૪
નથી વાપરતો દેવની દસુંધરે સારૂં૦
નથી વાપરતો વીપ્રની વસુંધરે; સારૂ૦ ૫

નથી દીધાં તીરથમાં દાનરે; સારૂ૦
નથી આપ્યાં અતીથી ને માનરે; સારૂં૦ ૬
નથી કરતો તું ખળાનિ ખેરાનરે; સારૂં૦
રૂષિરાજની ન રાખી રૂદે વાતરે; સારૂં૦ ૭

---

## પદ

જીવલડા આજ કે કાલે જાવું;
ઉડી જાય રાખ થઇ તન આવું જીવલડા. ટેક.
પડયાં જાળેપંખી તેતો પકડાશે;
કમળ ખીલ્યાં તેતો ખચીત કરમાશે;
જનમીયા તે તો જરૂર મરી જાશે જીવલડા. ૧
ગયા જોને ગાદીપતિ ખાઈ ગોથાં;
પડયાં મુકી ચાલ્યાં પંડિત પોથાં
થયાં પછે થોડે થોડે સદી થોથાં; જીવલડા. ૨
ખમા કહેવાતાં પડતાં અથડાતાં;
ચતુરંગી પુઠે દળ ચઢતાં;
જુઓ એનાં નામ હવે નથી જડતાં. જીવલડા. ૩
ગુણીજન આગળ નીત ગાતા;
વળી એતો દેશમાં વખણાતા;
તે તો ગયા કાળના મુખે ભણાતા; જીવલડા. ૪

નવા નવા પોશાક પહેરી નિકળતા,
મોહોટા મોહોટા મહિપતિને જઇ મળતા;
બહુ એવા બાળ્યા મસાણુમાં બળતા, જીવલડા. ૫
ફુલાં કાને લટકાવી ફાંકડા ફરતા,
ધમધમ કરતા ધરતી ઉપર પગ ધરતાં;
દિઠા એનો નજરે ઠાઠડીઓમાં ઠરતા, જીવલડા. ૬
જેને ઘેર ગરબડ ત્રંબાળુ ગાજે,
વળી વાજાં છત્રીસ વેગળાં વાજે;
રાજા એવા જલતા જોયા રૂષીરાજે. જીવલડા. ૭



## ૫૭

મનડા માન્ય સાચું છે મરવું.
ખીલ્યાં પાહડાં એને નહી ઘટે ખરવું, રે મનડા. ટેક.
પડતા ચહેમાં કંઈક કો વરસ પચીસે,
વળી કેટલાક તો વહી ગયા વીસે;
ત્રીયા મેલી ટળવતી કોઈએ ત્રીસે. રે મનડા. ૧
ખુટે કાળે કંઈક અગાશીથી ખશીયા,
રહ્યા ખપી પરદેશમાં કંઇક રસીયા;
દિઠા કંઈક કેહોત વિષધરે ડસીયા, રે મનડા. ૨

બાળવયમાં શોધી લીધાં કંઈક બળીયે,
ફરયાં જાણે વાંદર ચોળાની ફળિયે;
કાઢી નાખ્યા કંઇકના વંશ કોગળીએ. રે મનડા. ૩
બળી ગયા બોમી વિશે કંઈક બોગી,
ઉડી ગયા કંઇક નારી આગે ઉધોગી;
જતા રહ્યા જાણે દિગંબર જોગી. રે મનડા. ૪
નીચું કરી કાંધ ન કોઈને નમતા;
મહા અભીમાન અને અતિ મમતા;
બાળ્યા એના સમશાને કાગડા ભમતા; રે મડના. ૫
લખેશરી કરોડ પતિ કંઈક લોકો,
હતો જેના હાથમાં હેમનો હોકો;
પડી ગઈ એવાની ઓચંતી પોકો. રે મનડા. ૬
કદી નોય શપનાની દોલત સાચી;
કાયા માયા એજ રીતે જાણે કાચી;
રખે રૂષીરાજ કહે જુઓ રાચી રે મનડા. ૭

---

## રણછોડજીનો શણગાર

રણછોડાયે સારો ધર્યો શણગાર,
તમને નીરખું વારંવાર, રણછોડ

તમારી શોભા અપરમપાર, રણછોડ,
તમ દર્શને અમો મંદીરમાં પેઠા,
નાહી ધોઈ પ્રભુ બાજોઠ બેઠા,
શણગાર લઈ સઉ સેવક પેઠા;
પ્રથમ પહેલી ધોતી ધરાવી,
સારી સારી સુગંધી લગાવી;
ચંપો ચંબેલી, જુઈ, કેવડો ને ગુલાબ છડી,
તે મેહેક અપરમપાર. રણછોડરાયે.
જરકસીનો જામો પહેર્યો છે;
મસ્તક ઉપર પાઘ ધર્યો છે;
કસી કંદોરો, ને કાતરો ઘાલ્યો;
દામણીએ આડો આંકજ વાળ્યો;
હીરા, માણેક, મોતી ને મુક્તાફળ,
તે શોભે અપરમપાર. રણછોડરાયે.
મુસ્તક ઉપર મુગટ ધર્યો છે,
કોટમાં આભરણ કંઠો જડયો છે;
ચીસેપટી માંહી પદ્મ પડયો છે;
કાને કુંડલને હડપચીએ હીરો.
કડાં, સાકળાં, વેઢ, વીંટીઓને બાજુબંધ;

પાયે ઝાંઝરનો ઝમકાર. રણછોડરાયે.
ફુલ તુલસી, ગુંજ કમળની માળા,
હાથમાં ગેડીને વાંસળી વાળા;
સારા શોભો તમેહો નંદલાલા,
પાનનાં બીડાં ને દર્પણ આપ્યાં;
ભાવ થકી એવે રૂપે દર્શન દેજો,
નીરખ્યાં એવા હ્રદયમાં રહેજો;
ગુણ ગાત તમારો દાસ. રણછોડરાયે.

---

## સુદામાની અકળલીલા.

---

એક વખત વિઠુલવર ચાલ્યા, ભાવ ભક્ત ઉપર લાવ્યા;
બાળ સ્નેહિસુદામાને; મળવામાધવજી મંદિર આવ્યા. ૧
સુદામાપુરિમાં પ્રભુ પધાર્યા, નર નારીને હેત વાધ્યું;
પવિત્ર પત્નિ સુદામાનીએ, હરજીને આસનઆપ્યું; ૨
સુદામા કહે છે નારીને, ચડાવ્ય ચુલે તપેલી;
રીધ સીદ્ધ ને નવ નીધ તે, આ હરિએ મને આપેલી. ૩

મુષ્ટી તાંદુલ લઇ આપવે, મને ઘણો અહસ્થ કરયો.
દળદરહતુ દાણાનમળતા; તે મુજદુખનો દિવસહરયો ૪
રામા રસોઈ કરવા બેઠી, શાક પાક સામગ્રી ઘણી;
રોટલીની શેર કણેક બાંધી. તેમાંથી અચ્છેર વણી. ૫
ત્યારે સુદામા કહે શ્યામને, શીદ ભુખ્યા બેસી રહીએ;
રસોઇ તૈયાર થવા આવી, નદીએ નાહાવાને જઇએ ૬
એટલે ઉઠયા શ્યામ સુદામા, એક એકના કર ઝાલ્યા;
સ્વચ્છ ધોએલાં વસ્ત્રજ લીધાં, વાતો કરતા બેઉ ચાલ્યા.
સુદામા કહે સુણો શ્યામજી, હું બ્રાહ્મણપર હેત લાવો,
લોક વાત કરે છે, માટે અકળલીલા મુને બતાવો ૮
એહ અકળલીલા જોવાને, મોહન હું મરૂં મથી,
શ્યામ કહે અકળલીલા જોવામાં કાંઇ સાર નથી. ૯
સુદામા કહે મારે જોવી, એમ કરતા નદીએ આવ્યા;
અકળલીલા હરજીવનજી, દેખાડવાદીલભાવ લાવ્યા ૧૦
શ્યામ કહે છે સુણો સુદામા મન તણો મુમત મેલો;
આ પારથી ડુબકી મારો, પેલે પાર કોણ જાય પેહેલો ૧૧
એમ કહી મુમતે ચડીયા પડીયા નદીના નીરમાં;
ત્રણ લોકનો નાથજ ત્યાંથી જઇ ઉભો સામીતીરમાં. ૧૨
અકળલીલા નથી ઓછી નઉતમ નટવર નાગરમાં;

હરજીએ હડસેલી મેલ્યા સુદામાને સાગરમાં. ૧૩
બે ઘટીકાએ બહાર નીકળ્યા. પસ્તાવો મનમાં કરતા;
ક્યાંગયું ઘરનેક્યાંછે ધનશામ, આંખે આંસુડાંભરતા ૧૪
ભારે જળજોઈભડકી ઉઠયા, ભજવા માંડયાદીનબંધુ;
નદી મારીક્યાં નાસી ગઇ, ક્યાંથી આવ્યો આ સિંધુ ૧૫
આજળથીનહી જાઉંજીવતો, કહીજુગદીશનુ ધ્યાનધર્યું;
દામાદરને દયા ઉપની, સાગર વચ્ચે ગામ કર્યું. ૧૬
તેમાં મલેચ્છ મનુષ્ય વસાવ્યાં. અવળી રીતી તે ચાલે;
બ્રાહ્મણ શુદ્રસરવે સરખા, એકએકને કન્યા આલે ૧૭
તેવા ગામમાં ગયા સુદામા, નગર શેઠ સામા મળ્યા;
બ્રાહ્મણ તમે ભલે પધાર્યા કહીને સાથે લેઈ વળ્યા ૧૮
વીપ્ર કહે સુદામાપુરી કહો શેઠ કેટલે હશે,
શેઠ કહે સુદામાપુરી, જાતાં વીસ વરસ થશે. ૧૯
વીસ વરસથી વહાણ ગયાં છે, તે જઈને પાછા આવશે;
પછી તમને ઘેર પહોંચાડે, સાઠ વર્ષે જવું ફાવશે ૨૦
સુણી સુદામા સંતાપ કરતા, કોને ઘેર જઇને રહીશું,
પેટ પાપી પુણવાલાગશે, ક્યાં જઇને અનાજ ખાઇશું ૨૧
શેઠ કહે સંતાપ ન કરશો, સૌ તમારૂં કષ્ટ કાપું;
ખાવાપીવા ઓઢવા પહેરવા, રહેવાને મંદિર આપું ૨૨

મારે પેટ છે પવિત્ર પુત્રી, તે દેઉં તમને કન્યા;
સુદામા કહેલેજ શુદ્રની, થાયઅતી અધરમ અન્યા. ૨૩
ત્યારે શેઠ કહે આ ગામમાં, બ્રાહ્મણ શુદ્ર સહુ સરખા;
સઘળે એકું અન મળવાનુ ભુખે ક્યાંમારશો વળખાં૨૪
એટલે સુદામા અકળાયા ગામ લોક ગરદન ઘાલે;
સો વરસે ઘેર જવાનું અન્નઉદક વણ કેમ ચાલે. ૨૫
અન્ન ખાઇશું ને વટલાઇશું પરણ્યામાંચીત્ત પેઠું છે;
નાત રહી સુદામાપુરીમાં જાણવા કોણ બેઠું છે ૨૬
એવું સમજી કન્યા પરણ્યા, જુદું ઘરબાર લઇ રહ્યા;
પત્ની રાંધે પોતે જમે બ્રહ્મ ભેગા બ્રહ્મ થયા; ૨૭
સુદામાએ સંસાર માંડયો નારીને પાંચ પુત્ર થયા;
પાડોશમાં એક અબળા મુઇતી તે સારૂ શમશાનગયા, ૨૮
ઘણુંક માણસ ગયું મસાણે, મડદું છોડીને જુએ;
જે નારી મુઈ તેનો નાથજી, આંખે આંસુથી રૂએ. ૨૯
કાષ્ટ લાવી ચીતા ત્યાં ખડકી ચીંતામાં બહુજીવપેઠો;
નારીનું મુસ્તક ખોળામાં, લઇને પીઉ બળવા બેઠો; ૩૦
સુદામા જોઇ વિસ્મય પામ્યા, બળનારો મુરખ જેવો.
સુંદરી સાથે પુરૂષ મરે, આ અનર્થઅવળો કેવો. ૩૧
તે સુણીને સહુ જન બોલ્યાં, સુદામા તું છે મતિયો

ગામ ચાલછે નારીપુઠે સ્વામી હોય તે થાય સતીયો, ૩૨
સુદામા કહે ચાલજ ખોટા તેને તમે માન્યો ખરો.
કોઇ પુરૂષ બળે નહિ તેને કહો ભાઈ તમે શું કરો. ૩૩
લોક કહે ન તોડીએ ધારો, બાંધીને સાથે લઇએ;
સીધી રીતે બળે નહી તો પરાણે બાળી દઈએ. ૩૪
સુદામા કહે અરે શ્યામજી, સર્વે મચ્યા તે લોક નડશે;
મારી પત્નીનો પંડ પડે તો મારે પણ બળશું પડશે૩૫
એવો એવો સંતાપ કરતા ભજતા શ્રી અંતરજામી;
હરિ લીલાથી સુદામાની, પત્ની પણ મરણ પામી ૩૬
સુદામાએ શબ દીઠું ને પોક મેલી રડવા બેઠા;
જાણું જોડે મને બાળશે, કોઠીયો વચ્ચે જઈ પેઠા ૩૭
નગ્રતણા ત્યાં લોકો આવ્યા મડદું ઉપાડયું હાથે;
સુદામાને શોધિ કાઢયો, બળવા સારૂ લ્યો સાથે. ૩૮
સુણી સુદામા થરથર ધ્રુજ્યા, ધ્રુજે રહી આંખો ચોળે,
લોક લઠીઆ લઈ લાકડીઓ, કોઠી કબાલા ખોળે, ૩૯
ખુણામાંથી ખેંચી કહાડયા, ખેચીને બારણે લાવ્યા;
હાથ ઝાલી હઠવા ન દીધા, તેડીને મસાણ આવ્યા, ૪૦
ગીતા ખડકી સહુ લોક બોલ્યા, બાકી નહિરહે ચિત્યામાં

પેહેલેથી સુદામા સમજી બીશજો આ ચિતામાં ૪૧
સુણી સુદામા કરે સોસના, અગનીના ભડકા થાશે;
ફોલ્લા ઉઠશે પાણી છુટશે, દુખ પામીને જીવ જાશે, ૪૨
અગનિ ન ખમાય જીવ જાય, બળયું બળવું નારિ સંગે.
તે કરતાં પડુ દરિયામાં, વેદના વ્યાપે નહિ અંગે. ૪૩
એવું વિચારી વળતા બોલ્યા; બળવાને તૈયાર થાઉ છુ ૪૪
ઉભા રહો ભાઇ મેલો મને એકવાર નાહવા જાઉછુ ૪૪
એમ કહીને છેતરી ચાલ્યા, જળમાં જંપાપાત કીધો;
સ્નેહી સુદામાને શામળિએ નદીમાં ખેંચી લીધો ૪૫
સુદામાએ ડોકુ કહાડયુ એટલે હસ્યા વનવાળી;
પ્રભુ કહે તમોછો પાછળ હું આગળ છું હયોતાળી ૪૬
સુદામા કહે શેની તાળી, ઘણાં વરસ વહી ગયાં;
બેટ વિષે સંસાર મેં માંડયો પુત્ર તણે ઘેર પુત્ર થયા.૪૭
કૃષ્ણ કહે કે હમણાં આવ્યા, નારી રાંધિ રહિ હશે;
વીઠ્ઠલ કહે વસ્ત્ર જ પહેરો, રસોઈ શીતળ થઇ જશે, ૪૮
સુદામા કહે શું બોલોછો, રસોઈ શેની શીતળ થઇ;
પ્રભુ મશ્કરી કરવાની તે, ટેવ તમારી નહિ ગઇ; ૪૯
તે કરતાં તમારૂં બોલ્યું સત્ય હોય તો વાત કહું;
એ વારતા કોને નવ કહેશો, કહોતો હાંસી કરે સહુ ૫૦
મહારાજા તમ સાથે શરત, હરિ પાણિમાં હું પડીયો;

ફીનારો કેમ આવ્યો નહિ,સાગર જળમાં નીકળ્યો ૫૧
ત્યાં સોહામણું નગ્ર નીરખ્યું, ભ્રષ્ટાભ્રષ્ટી સૌ પ્રાણી;
ઊંચ નીચને ભેગું ભોજન, અનીતી દુ:ખનિઆણી. ૫૨
ત્યાં હું ગયો વિવાહ થયો શુદ્ર જનના ઘરમાં પેઠો;
ખાનપાન સાસરે પુરયુ તેની પુત્રી વરી બેઠો. ૫૩
ચોખારેહેવા મન ધાર્યું પણ અન્ન ઉદકવણઅટવાયો;
નીચ જાતી પરણ્યો તેનું રાંધી જમીને વટલાયો ૫૪
વટલીને ઘર સંસાર માંડયો પાંચ પુત્ર તેનેજ થયા;
તે વાતને બહુદિવસ વીત્યા તે વારના શું ઉભારહ્યા ૫૫
સુણીને શામળીયો બોલ્યા બ્રાહ્મણ તમારૂં મન ભાવ્યું
શો સીધુ શાં સુંદરી છઈયાં, શું તમનેસ્વપ્નુ આવ્યું ૫૬
જાગ્રત છોકે લવરી માંડી, ન બોલશો દુખશે ડાચું;
સુદામા કહે સોગન તમારા નહિસ્વપ્નુ એછે સાચુ ૫૭
શ્યામ કહે સાચું હોયે તો, સંગ તમારો પરહરિએ;
બ્રાહ્મણ જાતી ભ્રષ્ટ થયા, તેની સોબત કેમ કરીએ. ૫૮
બીઠલ વદે કહું વીશ્વમાં, ચાડી કરવા ચોરે ડાચુ,
સુદામા કહે વાત ન કરશો, પ્રભુ તમને પાયે પડું ૫૯
તબ શ્યામ કહે ચાલો સંચરીયે, તમારી નારી પાસે;
મહારૂં કે તમારૂં સાચું સઘળું તે ત્યાં જણાસે. ૬૦

લવરી માંડી ભાંગ પીધેલી કહીને કૃષ્ણે કર ઝાલ્યાં;
ગાંડામાં ગણી કહાડીને સાથે લઇ મહેલે ચલ્યા. ૬૧
ઘરમાં સ્નેહી સાથે પેઠા અકળલીલા બહુ પાકી;
રામાની રસોઈ જોઇ તો, નવટાંકની રોટલી બાકી. ૬૨
તેવું જોઇને ઝાંખા થયા. સુદામા પડીયા વીલા,
શ્યામ કહે તમે સંસાર માંડયો, તે સઘળી મારી લીલા.
સુદામા કહે અકળલીલા, શું વખાણું મુખ થકી;
ત્રીકમજી તમારી લીલા, સ્વપ્ને પણ જોવી નથી. ૬૪
સુદામાજી બન્યા ભક્ત જનને મન ભાવે;
વ્યાસ વલ્લભ વાણી વદેછે, કૃષ્ણ કહ્યામાં કેમ આવે ૬૫

ઝુલણી

ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યા ને, વારણાં લેઉં વારી વારી
ઘરમાં પેસતાં કાન ઉઘાડા દીઠા, ઝુલણી ક્યાંરે વિસારી
ઓ નંદના નાનડીઆરે, ખમા મારાં મનનામોહનજીરે;
ખમા મારા તનના ત્રીકમજીરે, ખમા મારા પ્રેમના પાતળીયારે;
ખમા રામ રણછોડ રંગીલારે, નંદલાલ ઝુલણીક્યાંરે વિસારી. ૧

રૂવે રૂવેને કાન રૂદન કરે ને, લાવી બેસારૂ સામે ઓટે;
એરે ઝુલણીને કારણેરે, કાન અંદીરીયામાં લોટે; ઓ
નંદના નહાનડીયારે; ૨
સાવ સોનાકી સોએ મંગાવું; ને રૂપલા કેરા ધાગા;
ખાંતીલો દરજી શીવવાને બેઠો કહાન કુંવરનાં વાધા
ઓ નંદના નાહનડીયારે ૩
એરે ઝુલણીમાં કાંઈએ નથી પણ જડીઆંછે માણેક મોતી;
એરે ઝુલણીને કારણેરે ગોકુળ મથુરામાં જોતી
ઓ નંદનાં નહાનડીયારે ૪
જરકશીનો જામો શીવડાવું ને ઉપર શીવડાવું કાનટોપીઃ
છાનો રહેને મારા કુંવર કનૈયા, કાલે પરણાવું ગોપી;
ઓ નંદના નહાનડીયારે. ૫
દ્વારકાંથી પ્રભુ ડાકોર આવ્યા; ને ડાકોર કીધું છે કાશી;
મધરાતે મથુરાંમાંથી; નાઠા; મારી તે પુતના માસી;
ઓ નંદના નહાનડીયારે. ૬
રૂપીઆ તે ગજનો મથરૂ મંગાવું ને બખીયા દેવરાવું
રામ રાતા,
ગાય શીખેને સાંભળેરે ગુણ ગાય જશોદા માતા;
ઓ નંદના નાહાનડીયારે.
ખમા મારા મનના મોહનજીરે ખમામારા મનનાત્રભીકજીરે

ખમા મારા પ્રેમના પાતળીયારે ખમારાયરણછોડ રંગીલારે
ઓ નંદના ઝુલણી ક્યાંરે વીસારી. ૮

---

# ધ્રુવાખ્યાન.

---

કવિ.

શ્રી ગુરૂ ગોવિંદને હું નમુ, પ્રેમશું લાગું પાય;
આરાધું અવિનાશ એવા, અનાદિ નિરંજન રાય
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નીપાવા થઇ મનસાય, સુભટ થઇ પોઢયાજળમાંય
જે જે વૈકુંઠરાય. ૧

હરિ જળમાં પોઢયા સહી શેષ, નાગ ઉપર તે જાય;
નારાયણની નાભી કમળથી; બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વયંભુ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત; પ્રિયવરતને ઉત્તાનપાદ.
જે જે વૈકુંઠરાય. ૨

ઉત્તાનપાદ નર નીપજ્યો, રાજા રૂપ નિધાન;
રાજાને બે સુંદરી. તેનાં સુરતી સુમતી નામ;
સુરતી ઉપર નહીરે માન તેના ધ્રુવજી એક સંતાન;

સુમતિ ઉપરછે ઘણું હેત, તેના કુંવર ઉત્તમ એક જે. ૩
ઉત્તમ ઉછંગે બેસાર્યાં રાયે સભામાં એક વાર;
પુત્ર લડાવે પ્રેમશું રાણી હઇડે હરખ અપાર,
હરખ ન માયે હૈડામાંય ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગબેસવાઢીધાંમન, અપરમા કહે કઠણ વચન. જે. ૪

સુમતી.

અપરમા એમ બોલ્યા ભુંડા, એ સુખ તુજને ક્યાંથી
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી
ઈહાંથી જઈ વનમાં તપ માંડ; હરિભજીને કાયા છાંડ;
ફરી જન્મલેમારે શરીર, તોતનેરાજ અપાવીશવીર. જે.૫
વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મ્હોનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ.
મનભંગથઈ નાંખ્યો નીસવાસ, રોતાઆવ્યોમાની પાસ.
માયે ચાંપ્યારૂદીયાસાથ, કહો કુંવર કોને દુભાવ્યાઆજ. ૬

ધ્રુવ.

આજ સભામાં માવડી, બેઠો ઉત્તમરાયને ખોળે,
ઉછંગ બેસવા હું ગયો; ત્યારે અપરમા એમ બોલે;
અપર કહે અભાગણીકેરા, સુખવાંછોતોવન જાઓવેલા;
ફરીજન્મલે મારે શરીર તો. તનેરાજઅપાવીશવીર. જે. ૭

સુરતી.

વળતી માતા ઉચરે, કુંવર હઈડે ન ધરીએ દુઃખ
પુરણ પુન્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુખ;
સુખઆપણને કયાંથી વાલા.નિયમધર્મકશાનથી પાળ્યા;
નથી સંતોશ્યા જોગીજતી; તપતીરથવૃતકીધાંનથી. જે ૮
નથી સંતોશ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યાં આપણાં ત્યારે, કયાંથી રાયનાં માન
માન ભોગવે ઉત્તમ નિત્ય; હત વિનાકયમ પામીએવિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ; તો કુંવર જઈ માંડોતપ.જે.૯
તપ માંડયું બ્રહ્માજીએ, ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કીધી મન ભાવતી ત્યારે. પ્રગટયા નારદમુન્ય.
મુનિએ માંડયો મોટોજગ; તપતીરથવૃત થયા સુભાગ;
જોકરીએ શ્રી હરિપ્રસંન, તોઅભાગીયાટળીએતન. જે. ૧૦

ધ્રુવ.

તને અભાગણી હું ટાળું મા, છું રે તમારો તન
વનમાં જાઉં વેગે કરીને. સુખ સંભારૂ નહિ અન્ય.
સુખ સંભારે સાલે જેહ, વીશંભરે પરઠીયો દેહ;
હરી મળેતોતાપઓલાયનહીતરપ્રાણતજુરેમાય. જે. ૧૧

સુરતી.

માતાને આંસુ આવિયાં, તે અંતર ઉપજી લાજ;

રાજાએ મને પરહરિ, કુંવર તું કરે છે તાજ.
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ;
જળ વિના જેવીમાછલી, મારાપ્રાણજશેટળવળી. જે ૧૨

ધ્રુવ.

ટળવળ મારે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવિશ સુખનું, તેને ફળ લાગશે અનંત.
અનંત કરૂણા કરશે હરી, આપણી આશ પુરશેખરી;
એ છે અનાથનોરે નાથ, તેનેભજવાજાઉરે માત. જે. ૧૩

સુરતી.

વળી માતા એમ ઉચરે, કુંવર પાંચ વરસનો તન,
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન.
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખનીઆગળરહોનેબાળ,ઘેર બેઠાભજીયે ગોપાળ. જે.૧૪

ધ્રુવ.

ઘેર ગોપાળ ન પામીયે મનમાં, મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા. કેમ દમાશે કાય.
કાયા દમતાં સરજે કાજ, તપ કરતાં મળશે મહારાજ.
વનમાંજઈવહેલોઆવીશ,માતાદોમુજનેઆશીષ.જે. ૧૫

સુરતી.

આશીષ દેઉ માવડી સુતને, હજ્યો કુશળ કલ્યાણ.

ભરતકે રક્ષા માતની, કંઠે કૃષ્ણની રક્ષા જાણ.
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટીકેશવ પુરૂષોતમ પાય, એવી આશિશદેછે માય. જે. ૧૬
માને આંસુ આવીયાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી વનમાં વિચરશો વીર.
વીર વચન કોનાં નવધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરી, વીરા વેગે પધારજો ફરી.જે. ૧૭

કવિ

ફેરા ફરિયો માતનેરે, ફરીને લાગ્યો ચર્ણ,
આજ્ઞા માગીને સંચર્યો, વંદિને શુકન.
શુકને મળી સવત્સી ગાય, સુવાસણિ બેડું ભરી જાય;
વરકન્યા પરણિને વળ્યાં, વેદ ભણતાં વિપ્રજ મળ્યા જે. ૧૮
મળ્યા શુકન સહુ હરખના, ધ્રુવજી નીકળ્યા નગર બ્હાર
આગળ જતાં ધ્રુવજીને રે મળીયા બ્રહ્મ કુમાર;
બ્રહ્મ કુમાર ભગવાનનેચહાતા, હરિ ગુણગાતા નેણ સુવાતા;
કરજોડી કહેછે ભુપતન, ક્ષમા કરોતમેનારદમુન્ય. જે. ૧૯

નારદ

નારદ કહે શીદ જાઓ છો, શું છે તમારે કામ
કોણ તમારાં માત પીતાને, શું છે તમારૂં નામ;

ધ્રુવ.

મારૂ નામ છે ધ્રુવ નીરધારમારા પીતાને બેછે નાર;
રાવ રાણા બેડા સારંગ ઉત્તમને તેડયો ઉછંગ. જે. ૨૦
ઉછંગ બેસવા હું ગયો સાર, ખાંત હઈયાની ખોલી;
દ્રષ્ટીએ મુજને દેખીને ત્યારે; અપરમા એમ બોલી;
અપરકહેઅમાગણીકેરા.જેસુખવાંછેતોવનજાઓ વહેલા
ફરી જન્મલેમારે પેટ, તોતનેરાજ અપાવીશ નેટ જે. ૨૧
નેટ નારદ કેમ ભોગવું, એને આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કીધાં કઠણ વચન,
કઠણ વચન તે કેમ વિસરે, લોઢા સમ હોય તો નીસરે;
ખડગતણુંતોસહિયેઘાય,પણ એવા બોલસહ્યા ન જાય. જે.૨૨

નારદ

જારે ઘેલા અત્યારથી તું, એવડો શો ધરે કાળ.
માનકુમાન શું તાહરે તું તો, પાંચ વરસનું બાળ.
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીઓનેકરોકલોલ;
અપરમાનાં એવાં હેત,વિચારીને વાળો ચીત. જે. ૨૩

ધ્રુવ.

ચિત્ત તે કઇપેરે વાળીયે, મને બોલાવ્યા નહિ બાપ,
કશાયમાં લેખ્યો નહિ હું તો, તે ઉકળું છુ તાપ.
તાપકુંવરનઆણિચેરતી,સુખદુખનું ઉાકેચરીગત નથી,

હરિચેનીરચ્યું તેમજ હોય, કર્યાં કર્મ છોડાવેનહિકોય. જે.
કો કાળે વૃદ્ધિ હાણ છે, તેનો ન ધરો હરખ ને શોક;
અણચીતવ્યું જે આવિ મળે, તેનો ધર સંતોષ.
સંતોષી કુંવર ઘેર પધારો અપરમાના બોલવિસારો,
આકુંવરતારાબાપનેકહું; રાજઅપાવુ તેમાનેસહુ. જે. ૨૫

ધ્રુવ.

આભામાં જ્યારે શોભશું મન પુરશે અભીલાખ,
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદીર આવીશ ફરી;
તપ કરતાં જોહરિનમળે, તોમુજપ્રાણતજીશકુ બળે જે. ૨૬

નારદ.

બળ કીધે હરી નહિ મળે માનો મારાતન;
જન્મ થકી જોગી દેહ હમે, સ્વપ્ને નહી દરશન,
દર્શન તમને કેમ આપશે વન જઇને વિમાસણ થશે;
વાઘવરૂ વનમાં બહુ હશે, તે દેખીતુજતનધ્રુજશે જે. ૨૭
જાશે ચીત સંસારમાં ત્યારે સાંભરશે રંગભોગ;
ભુખ તરશ જ્યારે લાગશે, ત્યારે કુંવર મુકશો જોગ.

ધ્રુવ.

જોગી રૂપી નહી મુકુ સ્વામ, મનઇંદ્રિયો રાખીશ ઠામ:
મેરૂ ચળે પણ ચુકુ નહી, રૂપીજીતમ પરતાપે સહિજે. ૨૮

નારદ.

ફ્રી કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવન માંય
જમુનાજીમાં નાહીને, તપ આદરજે ત્યાંય
ત્યાં જઈ કરજે અલ્પાશન, જળપત્રને ફળ પ્રાશન;
વળીતુંભજજેહરીનુંનામ,સ્વરૂપસમરજે શ્રીઘનશ્યામ.
શ્યામને શીશ મુગટ છે કાને, કુંડળ મકરાકર;
કોટે કૌસ્તુભ કટિમેખળા, પાય નેપુરનો ઝણકાર.
પાયપદમશંખ ચક્રને ગદા,એવું સ્વરૂપ સમરજે સદા;
કાનમાં અક્ષરકહું છું જેહ.દ્વાદઅક્ષર ભણજેએહ, જે. ૩૦

કવી.

એમ કરતાં ખટમાસમાં તુજને મળશે વૈકુંઠનાથ,
આશીર્વાદ દઈ દાસને, મસ્તકે મુકયો હાથ.
હાથ જોડી પ્રત્ર લાગ્યો ચરણ, આજ્ઞામાગીવિચર્યો અરણ.
એહ કથા રહિ એણે ઠામ. રૂષિપધાર્યા રાયને ગામ જે. ૩૧
મુની આવ્યા મહારાજનું, જોવા રાયતણું સુખ મન;
માન દિધાં બ્રહ્મા પુત્રને, વળી આપ્યાં આન.
આપ્યાં આસન બેઠા રૂષિ, આશા ઉતમ તાતને વશી;
આશારૂષિસુખનારાજ, ધ્રુવ વિનાચીંતાઅતીઆજ. જે.૩૨

રાજા.

આજ સભામાં રૂષિજી મારે; ઉતમ ખોળામાંય;

ધ્રુવજી હોય તો આ વધે બહુ, ઉછંગની શોભાય.
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો; તેને તો મેં નવ બોલાવ્યો
બીને વરાંસે વિસર્યું બાળ, અપરમાએ દીધી ગાળ. જે. ૩૩
રૂષિ એ વચન નિસરયો, વિરો ગયો છે વંન;
વનમાં વાઘ વરૂ હશે, તેને દેખી ધ્રુજશે તંન;
તન ધ્રુજશે તડકે ટાઢે; મંદિરમાં માલંતો લાડે
વાયુ વૃષ્ટિ કેમ સહેજે કુમાર, એની કાયા કોમળ સાર. ૩૪
કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મ્રગચર્મ તેહ;
મુસ્તક બાંધતો મોળીયું, કેમ જટા રાખશે એહ
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં કેમ સુશે બાળ, એની સજ્યા અહિં છે સાર, જે. ૩૫
સારાં અન્ન આરોગતો, તે ફળ પાત્રો કેમ ખાશે,
પાણી પીતો પળે પળે, તે જળવિણ કેમ રહેવાશે.
તેની વતી રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ.
સુત વિનાનો થયો શરીર વિસરતો નથી તેહ જવીર. જે. ૩૬
વળી વિરો અહીંયાં આવતો, રમતો રંગ અપાર;
ભુખ તરશ જ્યારે લાગતી સુખડી માગતો સાર.
સારી સુખડી સુંદર મેવા, કાલુ કાલુ બોલતો લેવા;
તેણે અમને કીધાં તાજ, પુત્રવિનાનું કરવું રાજ. જે. ૩૭
હું કહીએ વડી સાહેબી ચિત ઠરતું નથી કોય ઠામ;

શું કરીયે આ રાજને શું કરીયે ધન ને ધામ.
ધન ગયું અમારૂં આજ, પુત્ર વિના સહુ સુનો સાજ;
પુત્ર વીના હું દુર્બળદુઃખી, મારા પ્રાણજશેરેરૂષી જે. ૩૮

નારદ.

રૂશી કહે તમે માં રૂવો, મને મળ્યું હતું તે બાળ;
આશીર્વાદ દેઇ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ.
ગોપાળ ભજશે દીવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડરાજ્યનંછોડોદુઃખ, એવું કહીને વળીયારૂખ જે. ૩૯

કવી,

રૂષીને ચરણે લાગીને ધરૂવ, વીચર્યો વન મોઝાર,
મધુવન પોચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ તપ વીચાર;
ત્યાં જઇ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળફ્રપ્રાસ;
ત્રીજે માસે છઠે દીન એમ, ચોથે માસેજળનાનેમ. જે. ૪૦
નેમ ધરીને નેહથકી ભજે, ઈશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધીયા ધરૂવજી ઉભારહ્યા એક ચરણ.
ચરણચતુરભુજ ચીતમાં ધર્યા, દ્વાદશઅક્ષરમનમાં ભણ્યા;
પ્રભુદર્શનનીમનમાંઆશ, એમકરતાંઓળખ્યા અવીનાશ. ૪૧
અવીનાશીને ઓળખીયારે, એમ ઉભો રાજના;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે ડોલ્યું ઇંદ્રાસન
ઇંદ્ર અમર સા એકઠા થયાં; વેગે કરિ વૈકુંઠે ગયા;

જઈ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઈ કષ્ટે કાય જે. ૪૨

દેવતા

કાયા કષ્ટી વંશ રાખવી એ, ઇંદ્રી મન અચેત;
અચરત એતો અતીઘણું, એમ બોલ્યા અમર ધરી હેત.
અમર કહે અમને બીક લાગી, રખે લીયે ઇંદ્રાસન માગી

વીષ્ણુ

વીષ્ણુ કહે સાંભળ સુરપતી, રાજ્યભોગ ઇચ્છતો નથી. જે. ૪૩
નથી ઇચ્છતો સંપતીને કે નથી ઇચ્છતો સુખે નેહ;
ચરણ ધર્યાં ચીતે મારાં, ક્ષણ અળગો ન મુજથી એહ
મુજ થકી અળગો નહિ એહ, એણે દમી છે પુરણ દેહ
સદા સમરણ રાખેછે મારૂં, કહોજી એને કેમ વીસારૂ. જે. ૪૪
વીસાર્યે વીસરે નહી એને આપીશ અવીચળ અર્થ;
નામ નહી લે તે તમતણું, તમે કાંય બીહોછો વ્યર્થ.

કવી.

ઇંદ્રતણી આસનાવાસના કરી, સુરસ્થાક મોકલ્યા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરી વનમાં આવ્યા વેગે કરી. જે ૪૫
કર્યો નાદ જ્યારે શંખનો, ત્યારે ધ્યાનમાંથી ધરૂવ જાગ્યા;
નેત્ર ભરી નીહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમ કરિ પ્રણામ્યા નાથ, હરીયે મેલ્યા મુસ્તક હાથ.
નીર્મળવાણી હવી પ્રકાશ. સ્તુતી કરે કરજોડી દાસ. જે. ૪૬

પ્રુવ,

દાસ દયાળને વીનવો તમો, સર્વ જગતના ભુપ;
અકળ તમારી ગતી છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ.
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણતાં પાર ન પામું તેહ,
સઘળી વાતે છો તમે શ્યામ આણી માત્રકરે પરણામ જે. ૪૭
પરણામી પરમાત્મા શ્રીહરી, સારંગપાણી હોય;
અદભુત શક્તી આપની તારો પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર,
એવુંસુણીહરખ્યાનરહર.કુંવરકાંઈએકમાગતું વર. જે. ૮૪
વર કેમ માગું વીઠલા, હું તો કરીશ તમારિસેવા;
વીષય ભોગ સંસાર છે એતો, સુપનામાં સુખ જેવા,
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા;
માયામાં ન મને મેકલો, વાહીને ન કરો વેગળો. જે. ૪૯

વીષ્ણુ

વેગળો વીરા ક્ષણું ન કરૂં, વળી તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું તે ફળ તું પામીશ,
તે ફળ તુજનેઆપુંઆજ,સંસારમાં તારી ન રહે લાજ;
લોકકહેરત્રળીનેસુવોસ્વજનોમાંથી પડયોજુજવોજે. ૫૦
પડયો સ્વજનથી જુજવો ત્યારે સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટે જુવે છે માય;

માનેબાપતણુંદુઃખકાપો, ઇહાંથીજઇસૌને સુખ આપો,
મારીઆજ્ઞાપાળજઆજ, છત્રીસેહજારવરસભોગવરાજ.જે. ૫૧
રાજ્ય ભોગવી તું આવજે, તનેમોકલીશ એક વિમાન;
તેમાં બેસી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ
જાણ જગતમાં થશે રાય, વેગે વધશે તુજ મહીમાય;

કવી.

આપીવચનવળ્યાગોપાળ,જમુનાજીમાંનાહ્યુંબાળજે. ૫૨
બાળકને મારગમાં જાતાં, ઉપજ્યો મન વીચાર;
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
જેમળ્યામોરારપણહું નહિફાવ્યો, હરીભજીને માયા લાવ્યો
આગળરૂષીજીકહેતા એમ,તમનેત્રીકમમળશે કેમ, જે, ૫૩
મુજને ત્રીકમજી મળ્યા મેં તો જાવા દીધા ફોક;
ફરી જઈશું સંસારમાં મને, હસશે દુરીજન લોક
લોક કહેશે એની બુદ્ધિ થોડી રત્ન આપીને લાવ્યો કોડી
પણએકજશકું મોટોલાવ્યો, હરીનાંદર્શન કરીને આવ્યો.જે.૫૪

લોકો.

હરી દરશન કરીને આવ્યોરે, રાય તમારો તન;

રાજા

હું દુખીયાને તમે શું હસો છો રે, તમે તે સર્વે જન;
દુખીઆને શું હસવા આવ્યાં,વને ગયા કેમ આવે પાછા

વનમાંથે થયા આઠ માસ, તે કુંવરનોરો વીશ્વાસ જે. ૫૫

કવી

ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન્ય;

નારદ

દરશન કરીને આવ્યોરે, રાય તમારો તન;
રાય તમારો તન ગણું જીવો, એકુળમાંપ્રગટયોછેદીવો

કવી

વચનસુણીરીઝયાનરપતી,વળતીવધામણીઆપીઅતી. જે.૫૬
વધામણીમાં આપ્યા રૂડા રાયે એકાવળહાર;
રથે બેસીને સંચરીયાને, સાથે સુત બે નાર;
નારીને શીશ સુવર્ણ ઝારી, ભેટ ભલી લીધી. છે ભારી
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પરણાવ્યાતેવારે જે, ૫૭

દરૂવ

પ્રથમ પ્રણામ અપરમાને, તેં ભેટાડયા શ્રીપત્ય

સુમતી

વળતી માતા એમ બોલ્યાં, તું વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યા તે સત્ય સહી, આપણી આશા પુરણ થઈ

સુરની

બીશ હું એતી વાટ, તેં મારો ટાળ્યો ઉચાટ જે. ૫૮

કવી

ઉચાટ મનનો ટાળ્યો કુંવર; તેડયો આનંદ ભેર;
હેતનાં આંસુ આવ્યાં ત્યારે; દુધની ચાલી સેર
સેર ચાલી તે કુંવરે પીધી; માતાએ ઘણી આશીશ દીધી;

સુરતી

ઘણાં વર્ષ જીવોરે તન; તમે કર્યાં છે કુળ પાવન જે. ૫૯
પાવન કરીયાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહીમા વધાર્યો જગતમાં, છે ભજીને શ્રીરામ.

કવી.

રામ ભક્ત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડાં દીધા;
બંને ભાઇનીપોતીરળી,હેતનાઆંસુ આવ્યાંવળી જે. ૬૦
વળી રોપાવ્યા બારણા આગળ; કેળોકેરા થંભ;
અક્ષત અંકુર કુમકુમને જળ ભરી ચડાવ્યા થંભ.
કુળઉપર અક્ષત લખીયાજ, ધરૂવને અવીચળ હોજોરાજ;
ઢોલદદામાભેરીનાદ, ધરૂવ પધાર્યા નીજ પ્રસાદ. જે. ૬૧
પ્રાસાદ માંહી પધાર્યા ત્યારે હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વીવાની વાત.
વીવા કીધા અહલ્યા સાથે પ્રેમે કરી પરણાવ્યા નાથે.
ઇંદ્રની કુંવરીને રાજ કુમાર, ધરૂવજીપરણ્યાબીજીનાર ૬૨

નારી સાથે રંગે રમે; સુખમાં કાઢે દંન;
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન.
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્રપ્રમાણકરાનીરધાર, વરતાવે વરણાશ્રમચાર જે. ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને સમજાવે સુજાણ;

ધ્રુવ.

આપ આપના ધરમ પાળીયે, જેલખ્યું હોય નિર્વાણ
ગીર્વાણ શાસ્ર ભણેર બ્રહ્મ, આયુદ્ધ બાંધવાં ક્ષત્રીધરમ;
વૈશ્યને કરવાખેતીવેપાર, શુદ્રનેસેવાનો અધીકાર જે. ૬૪
સેવા તો સઘળી વરણને, હરી ભજોને નીત્ય;
વરણ ધરમ સૌ પાળીએ સાચું બોલીયે તે શુભ રીત
સાચું બોલી શંતોષ વાળીએ, મોહમાયામત્સર ટાળીએ
નકરો કુડકપટ અન્યાય, એટલીશીખામણ દેજેરાય. જે.૬૫

કવી

છત્રીસહજારવરસનહી ગયાં ત્યારે. આવ્યું વીમાન વિશાળ;
વિમાને બેસીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ.
આકાશમાં ધ્રુવ બેઠાજઈ, અવીચળપદતો પામ્યા તહીં
જે ગાયે ધ્રુવનું આખ્યાન; તેતો પામે અવીચળ સ્થાન,
જે જે વૈકુંઠરાય.૬૬

૬૧ ધ્યાન.

સમરી લેને શ્રીહરી, મુરખ તું સમરી લેને શ્રીહરી;
આવો દાવનહિઆવે ફરી, મુરખ તું સમરી લેને શ્રીહરી,
મનુષ્યા દેહ દુર્લભ તને આપી કૃષ્ણુએ કરૂણા કરી;
ધન દોલતને માલ ખજાના, બેઠો કચેરી ભરી. મુરખ.
હજી મુરખ તને લાજ ન આવી, ખાઈશ જુતીઓ ફરી;
તું જાણે મારી સાથે આવશે અક્કલ તારી ખરી. મુ.
કળજુગમાં કારણ કીરતનનું, સેહેજે ગુણકા તરી,
મરવાનો ભય નથીરાખતો, ડગનથી ભરતો ડરી. મુરખ.
ચંચળ ચપળ નેત્ર તમારાંને, શીરપર મુગટ ધરી;
દયાપ્રીતમ ભજ ગોવર્ધનધર, ભવસાગર જા તરી. મુ.

૬૨ ( કૃષ્ણજીના દશ અવતાર. )

કૃષ્ણ કનૈયાને જઈ મળોરે.
હરી હઈયાના હાર મારા વ્હાલા;
પહેલે રૂપે શ્રીહરીરે,
ધર્યો મચ્છા અવતાર માગ વ્હાલા.
શંખાસુરને મારીયોરે,
આપ્યા બ્રહ્માના વેદ મારા વ્હાલા. કૃષ્ણ.
બીજને રૂપે શ્રી હરીરે,

ધાર્યો કચ્છા અવતાર મારા વ્હાલા,
કચ્છે તે સાગર ડોળીઓરે,
ચૌદ રત્ન કહાડયાં બહાર મારા વ્હાલા. કૃષ્ણ.
ત્રીજને રૂપે શ્રીહરીરે,
પૃથ્વી દાંતમાં ઘાલી લાવીયારે,
ગઈતી રસાતળ મારા વ્હાલા. કૃષ્ણ.
ચોથે રૂપે શ્રી હરીરે,
ધરયો નરસીંહ અવતાર મારા વ્હાલા;
હિરણ્યાકશ્યપને મારીયોરે,
પ્રલ્હાદની કીધી સહાય મારા વ્હાલા. કૃષ્ણ.
પાંચમે રૂપે શ્રી હરિરે,
ધર્યો વામન અવતાર મારા વ્હાલા;
બળી પાતાળે ચાંપીઓરે,
આપ થયા છડીદાર મારા વ્હાલા. કૃષ્ણ.
છઠેને રૂપે શ્રી હરીરે,
ધરયો ફરશુરામ અવતાર મારા વ્હાલા;
ફરશુરામે ફરશી ફેરવિરે.
કાપ્યા સહસ્ર અરજુનના હાથ મારા વ્હાલા. કૃષ્ણ.
સાતમેને રૂપે શ્રી હરીરે,

ધરયો રામ અવતાર મારા વ્હાલા;
રામે તે રાવણ રાળીયોરે,
દેવોને દીધું સુખ મારા વ્હાલા. કૃષ્ણ.
આઠમેને રૂપે શ્રી હરિરે,
ધરયો કૃષ્ણ અવતાર મારા વ્હાલા;
કૃષ્ણે તે કંસને મારિયોરે,
આપ્યું ઉગ્રસેનને રાજ મારા વ્હાલા. કૃષ્ણ.
નવમેને રૂપે શ્રી હરિરે,
ધરયો બુદ્ધ અવતાર મારા વ્હાલા;
દશમેને રૂપે શ્રી હરિરે,
ધરશે કલંકી અવતાર મારા વ્હાલા. કૃષ્ણ.
કાલીંગાને મારશેરે,
કમળા કેરા કંથ મારા વ્હાલા. કૃષ્ણ.

---

## ૬૩

હું તો તને વારૂરે, આવીને તે શું કર્યુંરે,
હરી હીરો ખોયો, ને વોહોર્યો સંસાર
હૈયું તારૂં ફુટયુંરે આંખે થયો આંધળોરે.
વિસારીને મેલ્યારે દિનદયાળ. હું તો

મારા સાળા મુરખરે, બુદ્ધિ તારી ક્યાં બળીરે;
માથે તો ભમતો ન દીઠો કાળ,
ગપારોને હાકયરે, તે તો બધા ગામનો રે;
વિચારી ન જોયું રે, સાર અસાર. હું તો.
મુનશા જનમરે મેળવ્યો તેં ધુળમાંરે,
હંસા ઉપર ઘાલી હામ;
જનુનીએ જણ્યો ત્યારે આડો શે ન આવીયોરે,
તારી માની કુખે ન દીધો ડામ. હું તો.
સગાં ને કુટુંબીરે; બુડાવાને સૌ મલ્યું રે;
તરવાને ત્રીકમ નામ સંભાર;
ચટકો તને લાગે તો ઝટપટ ચેતજેરે,
હવેથી તું ગાફલ ન રહીશ ગુમાર. હું તો.
ડહાપણને ડોળ્યું રે, સ્વાર્થ સાથમાંરે,
પરમાર્થની ન જાણી પેર;
રણછોડ કહે છે રે મુરખ ચેતજેરે,
વહિ ગયો લોભે નદીની લહેર. હું તો.

---

## ૬૪

નહિરે વિસારૂં હરિ; અંતરમાંથી નહીરે વિસારૂં હરી;
આડે માર્ગેજાતાં નેવળતાં. અમુલખવસ્તુ જડી. અંતર.
નદી જમુનાનાં જળ ભરવાને જાતાં,
શીરપર મટુકી ધરી. અંતર.
પીળાં પીતામ્બર જરકસી જામા,
કેસરી આડ કરી. અંતર.
મોર મુગટ ને કાને કુંડળ,
મુખપર મોરલી ધરી. અંતર.
રાણી રૂક્ષમણીના મહેલ તજીને,
કુબજાને રાણી કરી. અંતર.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
વરતો વીઠલને વરી, અંતર.

---

## ૬૫

હરિગુણ ગાવોરે ગાવો, કે અવસર નહિ આવે આવો
મનુષ્યા દેહીનો મેળાવો, હરીગુણ ગાવોરે ગાવો. ટેક.
કે લક્ષચોરાશીમાં ફરશો, ફરી ફરી અવતરશો મરશો;
ધાખો જનમ જનમ ધરશો, હરિગુણ ગાવોરે ગાવો.

સૌ મળી કહે મારૂં મારૂં, તેમાં કાંઈ નથી તારૂં;
મૃગજળ માયાનું સારૂં, હરિ ગુણ ગાવોરે ગાવો.
અંતે સૌ અળગું રહેશે, વાલપણે વળગ્યું રહેશે;
સુખદુઃખ કોણ કોને કહેશે; હરિગુણ ગાવોરે ગાવો.
સાચામાં સાચું કરવું ધ્યાન હરિનું નીત ધરવું;
રણછોડ આ ટાણે તરવું, હરિગુણ ગાવોરે ગાવો

---

૬૬

જે દુખ થાય તે જાજોરે રૂડા રામને ભજતાં (૨)
પંડ પડે તો પડવા દેજો, જીવ જાયતો જાજોરે. (૨)
ઉંચોબાંધીને તળે અગ્નિ પ્રજાળે, મારમુશળ કરાવજોરે;
લોક નિંદે તેને નિંદવા દેજો, રાય દંડે દંડાજોરે. રૂડા.
સાતપાંચ મળી રાંક રણછોડ, ગુણ ગોવિંદના ગાજોરે.

---

૬૭

સતગુરૂ સહાય કરો એક વારરે
મારો છે મુરખનો અવતારરે;
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂંરે,
તેમાં હરિનામ ન ભેદે તમારૂંરે,

મારા તો મનની વાતો છે વાંકીરે;
સતગુરૂએ પથ્થર નાંખ્યા ટાંકીરે;
ટાંકીને મારગ મોકળા કીધારે,
સતગુરૂએ મંત્ર અનોપમ દીધારે,
આતમજ્ઞાન વિના ઘર સુનુંરે,
સગપણ શોધીને કહાડજો જુનુરે;
જીવ તું તો જાગીને જોને વિચારીરે,
મુવા પછી મુક્તિ કયાં થકી માગીરે,
એવી છે દાસ હરિની વાણીરે,
તેને તમે રાખજો રૂદીયામાં જાણીરે

---

૬૮

જણેરે ગોવીંદ રામા તમને વીસારથા,
તમને વિસારથા તે નર ભવોભવ હાર્યા. જણેરે.
તમને વિસારી કવણ સુખ કીધું
અમરત ઢોળી ઝેર હળાહળ પીધું, જણેરે;
તમને વીસારી અવર મન મોહ્યું,
કાચને બદલે કંચન ખોયું. જણેરે.

તમને વિસારી અવર રંગ રાચ્યા,
વંઝા ન રહી તેની જનુની માતા. જણેરે.
તમને વિસારી નીંદ્રા ભરી સુતો;
ભણેરે નરસૈયો તે નર ભવોભત્ર મુવો. જણેરે.

---

૬૯

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીએરે;
મનસા વાચા કરૂણા કરીને, લક્ષ્મીવરને ભજીએરે. ના.
કુળને તજીએ કુટુંબને તજીએ તજીએ માને બાપરે;
ભગની સુતદારાને તજીએ, જેમ તજે કાંચળી સાપરે. ના,
પ્રથમ પીતા પ્રહલાદે તજીયો, ન તજ્યું હરીનું નામરે
ભરથ શત્રુધને તજીજનેતા, નવ તજીઆ શ્રીરામરે. ના.
રૂષી પત્ની શ્રીહરીને કાજે, તજેલા ભરથારરે;
તે માટે કાંઈ કુડું ન પડીયું પાયા પદારથ ચારરે. ના.
વ્રજવનીતા વીઠ્ઠલને કાજે, સરવે તજીને વન ચાલ્યારે;
ભણે નરસૈયો તે વૃંદાવનમાં, મોહન સાથે માલ્યાંરે. ના.

---

૭૦

તારી ભક્તિ બોડાણાને ભાવીરે, રણછોડ રંગીલા
જમણા હાથમાં તુલશી વાવીરે, રણછોડ રંગીલા.
છઠે માસે તે ઠેઠ ચડાવીરે, રણછોડ રંગીલા.
મહા મજરો કીધો મધરાતેરે, રણછોડ રંગીલા.
આપ આવ્યા બોડાણાની સાથેરે, રણછોડ રંગીલા.
દેશ ગુજરાત પર માયારે, રણછોડ રંગીલા
વાલો ઉમરેઠ આવીને રહયોરે, રણછોડ રંગીલા
ત્યાં તો પગલાં પુજાય છે તારાંરે રણછોડ રંગીલા
સહુને દરશન થાય છે સારાંરે રણછોડ રંગીલા
ત્યાં પ્રગટ પારખું કીધુંરે, રણછોડ રંગીલા,
આખા લીંબડામાં એક ડાળ મીઠુંરે, રણછોડ રંગીલા
કાબાને થઇ છે જાણુરે, રણછોડ રંગીલા,
કાબા દોડેને ભગત થાય આભારે, રણછોડ રંગીલા.
આશારામને આશરો તારોરે, રણછોડ રંગીલા.
વાલા તારીને પાર ઉતારો, રણછોડ રંગીલા

---

૭૧ પરજ,

પ્રભુ વિના બીજુ કુણ તારી બેલ છેરે
હરિ ભજ તો સુખડાની રેલ છેરે;

સગાં સંબંધી મતલબ કરાંસ્વાંરથીરે
નાડી તુટે ત્યારે કોઇ કોઇનું નથીરે
ગાડી રથડા વળીને હાથી ઘોડલારે;
મેલીને મરવું રહેવું તે હહાડા થોડલારે;
મોટા રંગના ભરેલા રૂડાં માળીઆરે
એક દીન સુવું છે મસાણમાં એકળીયારે
ભણ્યા ગણ્યા મરી ગયા ભોગીયારે
રાંમના શરણ વિના ભવેભવ રોગીયારે.
ડાહ્યા ડાહ્યા બખાણાતા જે નરો દેશમાંરે,
પ્રભુ ભજ્યા વિના પેઠા વંતર વેશમાં
કાયા કોમળ આતો અગન કેર. રાજની રે,
રૂદે શીખામણ ધરને રૂષીરાજનીરે,

---

## ૭૨

ભક્તિ શીશતણું સાટુ.રે આગળ વસમી છે વાટું. ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મોરૂધ્વજને માથે
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરીજનને હાથેરે. ભ.
સત્યને કાજે ત્રણે વેચાયાં; રોહીદાસ ને રાણી
રૂષીને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે. ભ.

પેરા પટોળાં પ્રેમનારિ તમે; શુરવીર થઇને ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે; અમરાપરમાં મ્હાલોરે ભ.

---

## ૭૩ શ્રી રાસ હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી,
પ્રભુ એક તમારો આધારરે શામળા ગીરધારી. ૧
પ્રહેલ્લાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભ થકી વહાલો પ્રગટીયોરે,
માર્યો હીરણાકશ્યપ ભુપરે. શા. ૨
નીભાડામાંથી બળતાં ઉગાર્યાં, બીલાડી કેરાં બાળ;
ટીટાડીનાં વાલે ઇંડાં ઉગાર્યાં, હરીહેતેથયારખવાળરે, શા. ૩
વાણીઆને વીમાસણ કરી, ને કર્યો માટીનો આર;
ખાંડણીયામાં મેલી ખાંડીયો,
તમારી મરજી પ્રમાણે મહારાજરે. શા. ૪
રાણાજીએ રાડ વધારી, મીરાં કારણ મહારાજ;
ઝેર ઘોળીને મોકલ્યાં તમે, ઝેરના જાણનહારરે. શા. ૫
ગંગેવ કેરે કારણે, ચક્કર ધરીયો હાથ;
સુધન્વાને કારણે તમે, તેલમાં થયા તતકાળરે, શા. ૬

શીબીરાજની માટી છાયે તોળાણી, ખાલી કર્યા શરીર;
ધર્મ કેર કારણે તમે તોલવા કારણ મહારાજરે.
સાડાત્રણસો ખોરડા નાગરનાં. જુનાગઢ મોજાર;
તેમાં નથી મારે નોતરૂ મને નાતેદીધો તીરસ્કારરે. શા. ૮
ઝુંપડી તારા સેવકની જમવાં નથી જાર;
બેટી બેટા તો વળાવીયાં હવે;
વળાવી છે ઘરની નારરે- શા. ૯
ગરથ તો ગોપીચંનું તુલસી કેમનોહાર;
સાચું ઘરેણું મારે શામળો મારી,
દોલત છે ઝાંઝને પખાજરે. શા. ૧૦
હું નથી મોટા લખપતી, હું નથી શેઠ શાહુકાર;
નરસીમહેતાની વીનતીહુંતો, નાગરમાંહું કંગાલરે. શા. ૧૧
શેઠ તો દ્વારકાંપુરી, શામળશાહ જેનું નામ;
હુંડીલેઓહાથમાંમોહન,કરજોપછી બીજુ કામરે .શા. ૧૨
તીરથવાસી ગામમાં ફરે, પુછેનામ ને ઠામ;
ગલીએ ગલીએ ફરી વળ્યાં અહીં,
નથી શામળશાહનું નામરે. શા. ૧૩
ધુતારે ધુત લીધા કરી, અમને કહેતું બધું ગામ;
ફગારે કરી ઠેકડી અમારે, પુર્વ જન્મનાં પાપરે, શા. ૧૪

તીરથવાશી ગામમાં ફરી નીકળ્યા ઝાંપા બહાર;
ત્યારે રૂપીલીધું વાલે વણીકનું, વાલો ત્યારે થયા તૈયારરે.
કાને કુંડળ ઝળહળે, એના તેજનો નહી પાર;
બાંહે બાજુબંધ બેરખા, હરીને હૈયેછે હેમનો હારરે. ૧૬
હુંડી લાવો હજુરમાં, શામળશા મારૂં નામ;
હમેશાં લખજો હુંડીયું કહેજો, વાણોતર સરખું કામરે. ૧૭
હુંડી હાથો હાથ આપી વાલે, પુરી હઈઆની હામ;
નરસીમહેતાનો સ્વામી શામળો વાલેનવખંડમાં રાખ્યું નામ,
મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી;
માથે ધણી ધારયો કીરતારરે શામળા ગીરધારી,
મને કોઈની નથી પરવારે, શામળા ગીરધારી;
શામળીયા જેવો સરદારરે, શામળા ગીરધારી. ૧૮

---

પ્રાતઃ પ્રભુ પ્રાર્થના.

૭૪ રાગ વેરાવળ.

પઢોરે પોપટ રાજારામ નામ, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂ, હીરા રતને જડાવે. પઢોરે. ૧
પોપટ તારા કારણે, લીલા વાંસ વઢાવું;
તેનુંરે ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢોરે. ૨

પોપટ તારે કારણે, શી શી રસોઇ રંધાવું;
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું. પઢોરે. ૩
પાંખ પીળીને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢોરે. ૪

---

## ૭૫ રાગ વેરાવળ.

કોણ એ સભાના કામની, દત્ત ફળીઓલ રામા;
દ્રોપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા. કોણ. ૧
વાલોજી ગયાતારે વાડીયે, સર્વે સુંદરી સાથે;
શેલડીનો સાંઠો છોલતાં, છરી બેઠી છે હાથે. કોણ. ૨
માનીતી મંદિર પધારીયાં, ચીંથરડું રે લેવા;
દ્રોપદીએ ચીર, વધેરીયાં, હરિને પાટોરે દેવા. કોણ. ૩
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેંનવાણું ચીર પુરીયાં, સઘળી સભારે દેખે. કોણ. ૪
ગરૂડે ચઢીને ગોવીંદ આવીયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભુધરો મેતા નરસઇનો સ્વામી. કોણ. ૫

---

## ૭૬ વેરાવળ.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા;

કહી ધુધને ઘ્રત ઘણું, ખીરમાં ખાંડ ખાવા. આવો. ૧
રસોઈ કરી ભાત ભાતની કાન તમારે કાજે;
પ્રીતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજે. આવો. ૨
ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તમારે નાવા;
આપું પીતાંબર પહેરવા, ચાલો પ્રસાદ પાવા. આવો. ૩
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઈ;
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતી મન હરખાઈ. આવો. ૪
ભાવથી ભોજન જમાડી, બીડી પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી આવો. ૫
પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહી દઉં જાવા;
નરસૈના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા. આવો. ૬

---

## ૭૭

નારાયણ નામ લેને તું પ્રાણીરે,
બદ્રીનાથ પ્રગટયા જુગ જાણી. ટેક.
ગર્ભ વાસે રક્ષા કીધી તારીરે,
લીધો જઠરા અગ્નિથી ઉગારી;
તેને કેમ ભુલ્યો છે. વિસારી. નારાયણ૦
નર દેહ દીધો તુને નાથેરે,

ધન હોય તો વાવર તારે હાથેરે.
પડયું રહેશે કોડી નાવે સાથે. નારાયણ૦
વણુ સમજે કહે મારૂં મારૂંરે,
ધન કાજ ફરે તમ બારૂરે;
તારે હાથે નથી ધન તારૂ. નારાયણ૦
મિથ્યા સુખમાં તે શું લપટાણોરે,
લોક લાજે ગળે દીધો પાણોરે;
જાય છે ત્રષ્ણાના પુરમાં તણાણો. નારાયણ૦
કાયા માયા એ રીત કાચીરે,
તેમાં રંગમાં શું રહ્યો રાચીરે;
બ્રહ્માનંદ કહે વાત સાચી. નારાયણ૦



## ૭૮

વૈકુંઠ મારૂં ઢુંકડું, હરિજનને મન હજુર;
દુરીજનથી દૂર વસે છે, પ્રેમી જનને ઉર. વૈકુંઠ.
કામ ક્રોધ લોભજ કહીએ, તેનાં ઉખેડોને મુળ;
મોહમાયાને મમતા કહીએ, તેનું કાઢો શુળ. વૈકુંઠ.
પાત્ર દેખીને પોષીએ, ભુખ્યાને આપીએં અન્ન;
કુડી સાખો નવ પુરીએ; પરહરીએ પરધન. વૈકુંઠ.

ચિત ચોરી ના રાખીએ, મારીને રાખીએ મન;
ભણે નરસૈયોવૈશ્નવ કહીયે, હરીને વહાલા હરિજન. વૈકુંઠ.

---

પદ ૭૯

ઓ રાણાજી જીવનો સંગાથી, હરિવણ મારે કોઇ નથીરે,
મારે પ્રભુભજવાની હામ મારે હરિભજવાની હામરે. ઓ.
ઓ રાણાજી એકરે માયોનાં હો હો ગાગરડાં રે;
તેમના જુદા જુદા લેખ (૨) એકરે શીવઘેર પેઠીયોરે.
બીજો ઘાંચીડાને ઘેર, હો રાણાજી જીવનો સંગાથી;
ઓ રાણાજી એકરે માટીનાં હો હો માટલાં રે.
હારે તેમના જુદાજુદાલેખ(૨) એકરે માટલું જશોદામાતનું રે
બીજું કલાલને ઘેરરે, હો રાણાજી જીવનો સંગાથી.
ઓ રાણાજી એકરે વેલાનાં હો હો તુંબડાંરે;
હારિતેમનાજુદાજુદાલેખ(૨) એકરે તુંબડું સાધુસંગમાંરેજી.
બીજું રાવળીયાને ઘેરરે હો રાણાજી જીવના સંગાથી
ઓ રાણાજી એકરે માતાના હો હો બેટડારેજી.
તેમના જુદાજુદા લેખ (૨) એકરેબેટો ચોરાશી ધુણીએરેજી,
બીજોતે લખચોરાશીમાહ્યરે, હોરાણાજી જીવનો સંગાથી.
ઓ રાણાજી એકરે વાંસની હો હો વાંસળીરેજી.

તેમના જુદાજુદાલેખ (૨) એકરેવાંસળી જશોદા માતનીરે,
બીજી વાદીડાને ઘેરરે હો રાણાજી. જીવનો સંગાથી.
આ રાણાજી રોહીદાસની ચેલી મીરાં બોલીયાંરેજી,
હાંરે કેમરે કરવો સાધુસંગ (૨) શામળીયાસાધુનાસંગમાંરેજી
જેથી ચડે ચોગણો રંગરે હો રાણાજી જીવનો સંગાથી હરિ
વીના કોઈ નથીરે.

---

પદ ૯૦

કક્કો.

ચોપાયા છંદ.

કક્કા કર સદગુરૂનો સંગ, હૃદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દુર પળાય;
લિંગ વાસના કોયે ભંગ, કક્કા કર સદગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત.
જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કિરપા વણ સિદ્ધિ નથી;
જન્મ મરણની મટશેવાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનિંદા પરધન હરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચીતમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩

ધદ્ધા ઘણું કહે શું થાય, જન તરવાનો એ ઉપાય;
સમજીને સંશય ટાળવા, બાહ્યર ભીતર હરિ ભાળવા;
જોતાં જીવ દયાતા જાય, ધદ્ધા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તની દશા, જેને હરિ રૂદીયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો રૂદીયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે;
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરી રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છચ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહિ;
દાનવ માનવ ન દેવતા, આધીન થઈ રાખે સેવતા;
હરિજન આગે હારી રહી, છચ્છા છે માયા ગુણમયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ;
તે માયાનું તજવું માન, માયાપતી ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જયાં વરસે મેહ;
વિના સરોવર અંબુજ સાર; વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર;
કાળ કર્મ નહિ લાગે લેશ, આનંદી હરિનો દેશ;

તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરીના ઘાટ, કાંઈ સુક્ષ્મ ને કાંઈ વૈરાટ;
હરીને ભજતાં દુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક;
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મુકી દે, સદગુરૂને શરણે જઈ રહે;
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાશ;
ઉપાધીથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદીયે રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું;
દાણીગરમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહયો;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશી તણું; ૧૫
તત્તા તારૂં આપ તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાય;
ખેપ કરીને ખોળી કાઢ, હરિફ હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહી ત્રાસ, તત્તાતારૂ આપ તપાસ. ૧૬
થથ્થા સ્થિરતો રહેવું નથી, કોણ રંક કોણ પ્રથ્વીપતી;

આજકાલમાં જાવું સહી, કોટી ઉપાયે રહેવું નહી,
ભાવધરી ભજકમળાપતી, થથ્થા સ્થિરતો રહેવું નથી. ૧૭
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ;
પ્રેમ પુષ્પને ચંદનહાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ,
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાચ્છ વશ રાખે વીર;
શબ્દ તણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેળ;
સદગુરૂ બખ્તર પહેરશરીર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯
નન્ના નિસાંન ગુરૂનું છેય, ધીરવીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શુરવિરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણ જગમાંજેય, નન્ના નિશાન ગુરૂનું છેય. ૨૦
પપ્પા પુરાણી જે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતીનિંદને સુખદુઃખ સહે;
નારાયણને નીરખે નીત, પપ્પા પુરાણી જે પ્રીત. ૨૧
ફફા ફોગટ તે કોણ ફરે, સચેત થઈ હરી સ્મરણ કરે,
જનમમરણમાં આવે નહિ, જેનું મન વશીયું હરીમહીં;
જઠરા વાસ ન નિશ્ચે કરે, ફફા ફોગટ તે કોણ ફરે. ૨૨
ભભ્ભા ભજનથકી ભયટળે, નિશ્ચય કાળ કરાળ ન ગળે;
ભેખ ધરે જો સીદ્ધિ થાય, ભાંડ ભવાયા વઇકુંઠ જાય;

જેનો ભાવ તેવા હરીમળે, ભજ્જા ભજનથકી ભયટળે. ૨૩
મમ્મા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચાતાણ;
સઘળે સરખાં આતમરામ, સાધા વાંધા મનનું કામ;
[illegible] હરી ચરણેઆણ, મમ્મા માયા મનની જાણ. ૨૪
જજ્જા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને;
આતમબુદ્ધિ ન ઉપજે કદા, આશા ત્રષ્ણાને આપદા,
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને. ૨૫
રૈરા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે,
વળતાં શીદ વદે છે વાદ, નીર વલોવે ન આવે સ્વાદ;
હરીનું હારદ હેતે ગ્રહે, રૈરાં રામ ભજનમાં રહે. ૨૬
લલ્લા લે તુ આતમ લાવ, ફરી ફરી નહી આવે દાવ;
જીતી બાજી હારીશ નહિ, સમજુને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવ્યો દાવ, લલ્લા લે તું આતમલાવ. ૨૭
વવ્વા વેદ વચન નીરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઉંચનીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતી,
સંશય શોક તજજો અહંકાર, વવ્વા વેદવચન નીરધાર. ૨૮
શશ્શા સાધન સરવે થયું, જેનું ચીત હરી ચરણે રહ્યું;
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન,
કોટી વીઘન ભય દુરકૃત ગયું, શશ્શા સાધન સરવે થયું. ૨૯

ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે;
મીનમગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત,
મીસરી જોતાં તો મન ઠરે; ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૦
સસ્સા સઘળે સુંદરશ્યામ, હરી વીના નહી ઠાલો ઠામ;
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જે સમજે તો પુરણકામ, સસ્સા સઘળે સુંદરશ્યામ. ૩૧
હહા હરી ભાળો ભરપુર, દોષ કર્મ તો રહેશે દુર;
રવિ જે રજની નહીં કો કાળ, તેમ આતમા પુરણ ભાળ,
નિર્મળ નયણે નીરખો નુર, હહા હરી ભાળો ભરપુર. ૩૨
સહુ અક્ષર સંપુર્ણ થયા, હરી ગુરૂ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમબોધ; જો સમજે તો ટળે વીરોધ,
સંવત અઢાર બત્રાશી સાલ, ચૈતરસુદ સાતમ સોમવાર. ૩૩
સંધેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબીહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરી ગુરૂ સંતે કીધી દયા.

---

પદ ૮૧

## ઉપદેશ.

દેહ મનુષ્ય ધરી, હરી ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારાવાલાજી, મહામણી મુકીને પથ્થર ચીત પરોયું. ટેક.

તેં અમરત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ૦
તને જાળવીઓ જઠરામાંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી;
તે ભાન તને સ્વપ્તે નહી. દેહ૦
જગપતીને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ૦
એનીદેહ અશુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુ શું નવઆણી;
એ અધમ જાત પામર પ્રાણિ. દેહ૦
એને કૃતઘ્ની સરખા કહીએ તેની સંગે તે સરખા થઇએ,
કહે પ્રીતમ એથી અળગા રહિએ. દેહ૦

---

## પદ ૮૨

હરી ભજન કરો, ભય ભાગે જમ–દુતનો ભકિત ભાવે;
અંતકાળ સમે, હરિનું બાનું હોય ત્યાં જમ શીદ આવે, ટેક.
જેને તીલક છાપ તુલસી માળા,
જેને મુખડે ગોવીંદ ગોપાળા:
તેને શું રે કરે જમડા કાળા. ૧
એવો ભજન તણો પ્રતાપ છે,
તેને લખ ચોરાશી માફ છે. ૨

એવું નીર્ભય નારાયણનું બાનું,
તેનું ખોળે ન રવીનંદન પાનું. ૩
પ્રાણી મારૂં મારૂં મીથ્યા ન કરવું,
એક ધ્યાન હરિનું નીત્ય ધરવું;
કહે પ્રીતમ ભવસાગર તરવું. ૪

---

## પદ ૮૩

## રાજીયો.

જાગો જાગો જીવ લાડકારે, તમને દેઉં છું શીખ;
કહ્યા પ્રમાણે જો ચાલશો, ત્યારે તમને છે ઠીક;
રામ રટોને કોઈ રંગમાં, ટેક.
લક્ષ ચોરાશી વાટમાંરે ધર્યા બહુ અવતાર;
મનખો મળ્યો ઘણી મહેનતે, નથી વારંવાર. ૧
કોઈ આગળ કોઇ પાછળ રે, જાવું જાવું જરૂર;
રહ્યું નથી ને રહેશે નહી, રાય રાણાને સુર. ૨
નિવૃતી કહે છે નાથનેરે, નહીં માનો મારી વાત;
પડશો પ્રવૃત્તીના પાસમાં, પછી પછાડશો હાથ. ૩
ન્હોય કુટુંબ એ તાહરૂંરે. રટો રામ સુખી રાજ;
રણ સંબંધે આવી મળ્યું, લેણા દેણાને કાજ. ૪

જોગ તરૂણી એ તાહુરીરે, દાખે સ્વલ્પનું સુખ;
વીકાર તે પછી વાધશે, પછી કાલાનળ દુઃખ. ૫
પુત્રને પેટ પીતા અવતરે, પીતાને પેટ પુત્ર;
અદ્ભુત ખેલ રામનો, એમ ચાલ્યું ઘરસુત્ર. ૬
પાળી પોષીને મોટા કરેરે, જીવને આણીને સોષ;
તે પુત્ર સુખ મેલ દેનતા, જુઓ ગુણના ભાઈ દોષ. ૭
છળ પેટ કે એક ઓકશારે, એવો માયાનો ઘોળ;
[illegible] રાખવી રહ્યું માટ જાય ઘરબોળ. ૮
કાચા પરપોટા નીરનોરે, ફુલ્યો ફુટીને જાય;
ગુરૂ સરસ્વ પ્રતાપથી, નરભેરામ જશ ગાય. ૯

---

પદ ૮૪

## રાજીયો.

જુઓને નીર ઝાકળ તણુંરે, દેખે છે સઉ લોક;
પળ પછી કાંઇ ના મળે, એમ જોબન છે ફોક;
રામ રટોને કાંઇ રંગમાં. ટેક.
બીજુતી રાણી એમ બોલીયારે, મને નાથની છે ભાળ;
કહ્યું કરો તમે કંથજી, ફરી નહી આવે તાલ. ૧
નાટક વીશ્નુએ રચ્યું જ્યારનુંરે, ચીતર્યા ચૌદ માળ;
અથડાયો છે જીવ ત્યારનો, વેઠયા કોટીક કાળ. ૨

સતીતણું કહ્યું સાંભળીરે, લાગ્યો રામનો રંગ;
દશેદા નીવૃતીનો વહી ગયો, પછી પ્રવૃતીનો સંગ. ૩
સંતાન થયાં નીવૃતીને, પ્રાણ પુરૂશનો સંગ;
ધર્મ સંતોષ વડા દીકરા. જેનો અદ્ભુત રંગ. ૪
શાંતી સંતોષની નાર છેરે, દયા ધર્મને શરણ;
વિવેક વૈરાગ્ય વીચારજી, પુંછેવાળના છે ત્રણ. ૫
જ્ઞાન વહુ છે વૈરાગનારે, ક્ષમા વીવેકની નાર;
અક્કલ વહુ છે વિચારનાં, એક સુરતી કુમાર. ૬
એ તો પરવાર નિવ્રતીનોરે, સંકેતમાં કહેવાય;
ગુરૂ ચરણ પ્રતાપથી, નરભેરામ જશ ગાય. ૭

## પદ ૮૫

## રાજીયો.

પ્રવ્રતી રાણી પછે બોલીયાંરે, ન્હોય તમારા ઢંગ;
હલારત થશે તમ તણી, નવ કરો એનો સંગ,
રામ રટોને રૂડા રંગમાં. ટેક.
નવ કરો કહ્યું શોકયનુંરે, તમને દઉં છું શીખ;
જોગી કર્યાંની આશા એહને, કંઈને મંગાવી ભીખ. ૧
અકબરશાહને એ મળીરે, કરી મુકયો ફકીર;
ટુકડા માગતો તેને કર્યો, ઉતાર્યું આપ નીર. ૨

વાણી મધુરી મુખ ઓચરીરે, દાખ્યું સ્વપનું સુખ;
રળતાંખપતાં દીન વહી ગયા, પછી વળી ગયું મુખ. ૩
શ્વેત કેશો ત્વચા લડબડીરે, આવ્યાં નેતરે બેતાળ;
દંતપુરી તો ઉજડ થઇ, આવ્યો ઢુકડો કાળ. ૪
લોભ પ્રવતીનો દીકરોરે, જેની લાલચ નાર;
ક્રોધની અરીશા કામની, ત્રષ્ણા એક કુમાર. ૫
જમને મારૂ ઝાડો થાય છે રે, આવ્યા આગળ કર્મ;
કોઠો ચોખાળો બીજો કહે, કોઈ જાણે નહિ મર્મ. ૬
જમને મારે આંસુડાં પડેરે, દેખી વહાલાને રોય;
ઝડ વાગી છે માંહે જમની, તે નો જાણે નહિ કોય. ૭
સાથ પ્રવતીનો સહુ ગયોરે, આવી નિવૃતી નામ;
ગુરૂના ચર્ણ પ્રતાપથી રટો નરભા શ્રી રામ. ૮

---

પદ ૮૬

## રાજીયો.

જીવ ગયે સુનું સહુ થયુંરે, કાયા નગ્ર સુનકાર;
દશ દરવાજા બંધ થયા, તુટયા શ્વાસના તાર;
રામ રટોને કોઈ રંગમાં. ટેક.
મુવા જીવને રોતુ નથીરે, રડે સ્વાર્થ સગાઇ;
પોતપોતાનું સર્વે રડે પ્રગટ આપુછું ગાઇ. ૧

રડે તરૂણી કેવું કહીરે, છુટા મુકીને કેસ;
ગયું મણીતળ માહરૂં, જાણિને બાળે વેશ. ૨
સાસરવેલી શું કહી રડેરે, પુત્રી સુખ વહુ પેર;
હાવે અમો તો શું કરૂં. પરણ્યાએ કર્યો કેર. ૩
ઓથને માટે બંધવોરે; ભુજ લેલાટ લગાઇ;
રણમાં મુકયો મને એકલો, તને ઘટે નહી ભાઈ. ૪
માતપીતા કેવું રડેરે, પાળે ઘડપણ માર,
પુત્રી ભગની કેવું રડે, સાશ્વરવાસાને સાર. ૫
પુત્ર માબાપને કશું રડે, નથી દામ રતી રેખ;
દીવસ પાણી થશે શાવડે નહી આશ રહયો એક. ૬
જમશે કે શહેશે ભુખનેરે, જમશે જગનો માર;
તેમાંનું કાય કહેતું નથી, માટે જુઠો પોકાર. ૭
સ્વાર્થે સર્વે જીવને રડેરે, વળી કાંઇ લોક ચાર;
જન નરબા રટો રામને, નહી તો ખોશો પેંજાર. ૮

---

પદ ૮૩

રાજીયા.

કડીયા સુતાર સલાટનેરે, ઘણો દાખ્યો દામ;
ગગનમાં મહેલ ગાજી રહ્યા, રટયા નહી કદી રામ,
રામ રટોને કોઈ રંગમાં. ટેક.

મોહોલ કરાવ્યા મોકળારે, બહુ બા ચોનો ઠામ;
ઓચીંતા ઉઠિને ચાલીયા નથી હોંચી કાંઈ હામ.
આવો હીંચોળાખાટ હીંચીએરે, રવી ઉગમતે ભાણુ.
સુખ તમારાં સાંભરતાં, મને વાગે છે બાણ. ૨
બચક બનાતો બાંધી રહીરે, ઘણો ઓઢયાનો પ્રેમ;
ઘેડચો તેની ભાગી નથી, રહી એમની એમ. ૩
શાલો લીધી છે મોઘા મુલનીરે, લીલા પીળા છે રંગ,
ઓઢી પહેરી નથી નીસર્યા નથી અ કાડી અંગ. ૪
સ્વામી તમે છો ભુખાળવારે, જાણું તમારી વાત,
વહાણું વાયાની વેળા માગતા, દુધ સાકરને ભાત. ૫
ચાર દીવસ જતા અાતરારે, ખાવા રાખતા સાથ;
લાંબે પંથે તમે ચાલીયા, કાંઈએ બાંધ્યું નહી સાથ. ૬
ધન ધરમીમાં ધાડચાં રહ્યાંરે, સાથે લીધું ન કાંય;
તે ધનને ક્યારે કાઢશો, તમે ત્યાંહાં અમે આંહય. ૭
તડકે તમે નથી નીસર્યારે, ઘણું કોમળ મુખ.
સાસણીએ જમડા ચુંટશે કેમ વેઠશો દુખ. ૮
ચાર વહુઓને ચાર દીકરારે, નામે અરાગરાં શીશ;
શા માટે મુખ નથી બોલતા, એવડી શી છે રીસ. ૯
ઓચીંતા ઉઠીને ચાલીયારે, તેનો શો કહું વીવેક;
બીડી આપુ મારી હાથની, લેતા જાઓને એક. ૧૦

જોતજોતામાં ચાલી ગયારે, કંઈ બાપના બાપ;
જીવની સાથે એ સંચરે, એક પુન્યને પાપ. ૧૧
ગુરૂ છોટાલાલ પ્રતાપથીરે, જાગી નરભા તું જોય;
લેણુ દેણે આવિ મળ્યું, નથી કેનું હવે કોય. ૧૨

---

પદ ૮૮

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો )—એ રાગ.

નાથ તુમ જાનત હો સબ ઘટકી,
મીરાં ભક્તિ કરે પરગટકી;

નાથ તુમ જાનત હો સબ૦ ટેક.

ધ્યાન ધરી મીરાં ફેર સમર લો,
સેવા કરે રઘુવરકી;
સાલીંગરામકુ તુલશી ચડાવત,
ભાલો તીલક બીચ ટપકી. નાથ તુમ૦ ૧
કૃષ્ણ મંદીરમાં મીરાંબાઈ નાચત,
તાલ મરદંગ લાગે ચટકી;
રૂમ ઝુમ પાયે ઘુઘર બાજત,
લાજ ખોલો ઘુંઘટકી. નાથ તુમ૦ ૨
વીખના પ્યાલા રાણાજીએ ભેજ્યા.

સાધુ સંગાથે મીરાં અટકી;
કરી ચરણામ્રત પી ગયાં મીરાં,
વીશ બની અમરાટકી, નાથ તુમ૦ ૩
ઘરથી નીકળી ચાલીરે કેહારે,
શીરપર ગાગર મટકી;
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
જેસી દોરી ખેલત નટકી. નાથ તુમ૦ ૪

---

પદ ૮૯

રણછોડજીની તીથિયો.

સખી પડવે પુરણ બ્રહ્મ, જે કોઈ જાણેરે,
રૂડો રણછોડજીનો ધર્મ, વેદ વખાણેરે,
સખી બીજે બોડાણોજી બોલ્યા એવારે;
રાખશો તો રહેશે તોલ ઉપજે એવારે.
સખી ત્રીજે તુલસીનાં વન પ્રભુને પ્યારાં રે;
હાથમાં વાવે હરીના જન, શોભે સારાં રે.
સખી ચોથે ચાલ્યા જાય, વસમી વાટેરે;
રૂદીયામાં રણછોડરાય, મળવા માટે રે.
સખી પાંચમે પળીયા પંથ તડકા તનમાં રે;

સેવા કરે હરીના જન, મારા મનમાં રે.
સખી છઠે છાપાં અંગ, ધણિનાં ધરીયાં રે;
રાખો રૂદીયા સાથે રંગ, હવે મન હરીયાં રે.
સખી સાતમે સુંદર સ્યામ, મોહન મળીયા રે;
હું તો આવીશ તમારે ગામ, ફેરા ફળીયા રે.
સખી આઠમ જોડી વહેલ, બળવંત બેઠા રે;
પુરવ દેશમાં કરી મહેર, પંથમાં પેઠા રે.
સખી નોમે નમવા જાય, આણી રાખે રે;
સેવક સુતા સાંગીમાંય, હરી રથ હાંકે રે;
સખી દશમે આવ્યા ડાકોર, હરજી રસીયા રે.
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયા રે;
સખી એકાદશીના દન, ગુગળી ઘેરયા રે;
મધરાતે આવ્યા મહારાજ હેરણ હેર્યા રે.
સખી બારસે બાંધ્યા છે બંધ, શેવકથી છાના રે;
સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યા રે.
સખી તેરશે ગુગળી ઘેર, પાછા ફળીઆ રે;
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયાં રે.
સખી ચઉદશે ચરણામ્રત પ્રેમે પીવાં રે;
હરી કટણ થયા નંદલાલ સંદેશા ન કીધા રે.

સખી પુનમે પુંજા થાય, શોભા સારી રે;
દરશન કરવાને જાય, નર ને નારી રે.
સખી પંદર તથા સાત વાર, જે કોઇ મારશે રે;
તેને મળશે દ્વારકાંનો નાથ, વૈકુંઠ જાશે રે.

---

પદ ૯૪

જે રણછોડરાયા જે રણછોડરાયા
આરતીકીજે મહારાજની, લોભે ન : માયા. જે૦ ટેક ૧
મોરમુગટ શીરછત્રબીરાજે, મણીમાણેક ચળકાને મણી;
પુષ્પ મુગતાના તોરા, ચરણ સુધી લટકે. જે૦
પાઘ કસુંબી ઝીણા સરબંધ, છોગાં બહુ ધરીયાં; (૨)
તીલક લલાટ હીરા માણેક, મોતી બહુ ભરીયાં. જે૦
કેસરીઆડમકરાકૃતકુંડળ; દધિસુત બેઉ જડીયાં (૨)
અમુલ વરની આંખલડી, ધર્યું ચીબુક ગાલે. (૨)
મુખારવિંદ તણી શી શોભા કેસરીછે ભાલે. જે૦ ૫
અમુલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવી ચળકે; (૨)
કૌસ્તુભમણી કંઠમાં શોભે; માળા બહુ લળકે. જે૦ ૬
અનેક આભુષણ રત્ન હેમનાં પુષ્પની માળા; (૨)
તુલસી હાર ચડાવે પ્રભુને, તે જન બહુ વાલા. જે૦ ૭
જરકસી જામો અંગે સોહે વિવિધ બહુ ભાતે; (૨)

ઇંદ્રાદીક બ્રહ્માદીક સર્વે સ્તુતી કરે ખાંતે. જો૦ ૮

ચતરૂભુજ પુરશોતમ પુરણ, અવીનાશી નામે; (૨)
શંખચક્રગદાપદ્મ બીરાજે, બેઉ દરશણ વાજે. જો૦ ૯

કટીમેખલા પીતાંબર ઉપર, બાંધ્યા છે પટકે; (૨)
દીનાનાથ દીસેછેદયાળુ. અસુમલુન્યા લટકે. જો૦ ૧૦

ચરણકમળ આનંદસાગર, સેવક સુખકારી; (૨)
જે જન આવી નીરખે પ્રભુને, દુઃખ કાપે ભારી. જો૦ ૧૧

છડી વાંસળી નેપુર ઓપે. નટવર વેશે; (૨)
ગોપ થઇ ગાયો ચારી. ગોપી રમ્યા રાસે જો૦ ૧૨

જે પ્રભુ આપ અનાથનો નાથ તે ડંકપુરવાશી, (૨)
ડાકોર નાચ થઈને બેઠા પોતે અવિનાશી. જો૦ ૧૩

આઠે શીખર ગોડીધર ઉપર, ચોઘડીયાં વાગે; (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી, દુખ તેનાં ભાગે. જો૦ ૧૪

દર્શન દીનાનાથ દયાળુનાં જે આવી કરશે; (૨)
કોટી જન્મનાં પુરણ પ્રાયશ્ચિત, તે પળમાં હરશે. જો૦ ૧૫

આરતી એ પુરૂષોતમ કેરી, પ્રેમ ધરી ગાશે; (૨)
સુખ સંપત પામી તે પ્રાણી, વૈકુંઠે જાશે. જો૦ ૧૬

---

## કબીરનું ભજન. ૯૧

અબધુત એસો ગ્યાન બીચારી,

વામે કોણ પુરૂષ કોણ નારી. અબ.

બ્રાહ્મણકે ઘેર નાતી ધોતી, જોગનકે ઘર ચેલી;
કલમા પઢકર હુઈરે તરકડી, તો આપેઆપ એકેલી. અ૦
નહી પરણેલી હું તો નહી કુંવારી, પુત્ર જણુ જણુ હારી;
કાળી મુંડીકા કોઈન છોડયા, તો હજુએ બાળકુમારી. અ.
સસરો મારો બાળો ભોળો, ને સાસુ બાળકુમારી;
પરણ્યો મારો પારણીયે ઝુલે, તો મરે ઝુલાવનહારી. અ૦
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, તોવે તીનકી મેં જાઈ;
એ તીનુંકે ઘેર ધણીઆણી તો, વેનકુ ગોદ નોદાઈ. અ.
નહી જાવુંસાવરીએ નહી જાઉપીયરીયે સ્વામી કીસેજસમાઇ
કહેત કબીરા સુનભાઈ સાધુ, જોતમેજોત મીલાઈ. અ.

---

## ભજન ૯૨

લે માળારે માળા, તું તો મોહનવરની લે માળા. ૧
નીરખી લે નટવર ન્યારા
હરીહીરોતારા હાથજોઆવે, તોતુટે ત્રીકુટીતાળા. તું તો. ૨
આ જુઠી બાજીનું જોર ન કીજે,

તારા છોડ મમત મોટા ચાળા. તું તો. ૩

જઠરામાં બાળવીઓ તુને ભુલીભવ ભરતો મોટીફાળા;

કાયા તોરી કામ ન આવે, પુઠે જલે જેમ અંગારા. તું તો. ૪

છોટો કહે ચિતમાં નવછઠો, તો સેજેતરશોભવપાર. તું તો. ૫

---

ભજન ૯૩

વારૂ મારા વિરારે, ન કરીએ સંગ નીચનોરેજી. ટેક.

નીચપણું નિશ્ચે નરકે લઇ જાય. વારૂ.

આકડીઆનાં દુધરે અતીશે ઉજળાંરેજી,

તે પીધે તરત મૃત્યુ થાય. વારૂ.

દુધડીયાં મંગાવોરે, ગવરી ગાયનાંરેજી;

સાકર ભેળે સ્વાદ અતી ઘણુ થાય. વારૂ.

બાવળીઓ કંટાળોરે, અતી અળખામણોરેજી;

તેને સંગે અંગને વસ્ત્ર ઉજડાય. વારૂ.

આંબલીયાની છાંયારે, અતી રળીયામણીરેજી;

તેને શેવે ફળની પ્રાપ્તિ થાય. વારૂ.

ગુરૂના પ્રતાપેરે, જેઠીરામ બોલીઆરેજી;

દેજો અમને સંત ચરણમાં એ વાસ. વારૂ.

---

ભજન ૯૪

રાગ ધોળ.

ગરૂડે ચઢી આવજો ગીરધારી,
લજ્જા મારી રાખજોરે મોરારી;
પ્રથમ પૂજીએ શ્રી ગુરૂરાય,
શ્રી કૃષ્ણને લાગું પાય;
ગુણ ગાવાની ઇચ્છા થાય. ગરૂડે૦ ૧
પ્રથમ પૂજીએ શ્રી ગુરૂરાય,
શારદા કરજો મારી સહાય;
પદ પૂજીને પાવન થાય, ગરૂડે૦ ૨
માતા આપો અવીચળ વાણી,
એમ ઈચ્છા રાખજો તમારી;
દાસ થાય અવિચળકારી. ગરૂડે૦ ૩
ધન ધન કુંતાજીરે માય,
જેણે સેવ્યા છે શંકર રાય;
પાંચ દેવ લીધો અવતાર. ગરૂડે૦ ૪
પાંચે પુત્ર તો પાંડવ જાણો,
છઠ્ઠાં દ્રૌપદીને વખાણો;
એમાં સંદેહ કશો નવ આણો. ગરૂડે૦ ૫

રાજા ધરમ તો ધરમ ધ્યાન,
રૂડા અર્જુનના મન વિશ્રામ;
તેમાં ભીમક મહા બળવાન. ગરૂડે૦ ૬
રત્નવંતાની કુંવરીરે આવે,
સાથે જોશી સહેદેવને લાવે;
પાંચે પુત્ર પાંડુના કહાવે. ગરૂગે૦ ૭
હસ્તીનાપુરમાં ઓળોરે પડી,
માંડી બાજી તે પાસા ઢાળી;
પહેલે પાસે તે હસ્તિનાપુર હારી. ગરૂડે૦ ૮
બીજે પાસે તે ગરથ ભંડાર,
ત્રીજે ઉગરવા નથી આર;
એમ સાહ્ય છે વારંવાર. ગરૂડે૦ ૯
ચોથે પાસે ચતુરાઇ સારી,
પાંડવ હાર્યા છે દ્રૌપદી નારી;
સામો દુરીયોધન અહંકારી. ગરૂડે૦ ૧૦
ત્યાં તો શોભા ભરાઈ છે સારી,
બોલ્યો દુરીયોધન અહંકારી;
તેડી લાવો તે દ્રૌપદી નારી. ગરૂડે૦ ૧૧

સતી ભરી સભામાં આવ્યાં,
સભા દેખીને મન લજવાયાં;
દુષ્ટે હસીનેરે બોલાવ્યાં. ગરૂડે૦ ૧૨
સતી રમ્યા તમારારે સ્વામી,
હાર્યા રાજપાટ સતી ગામ;
આવી માંડો ઘર આ ઠામ. ગરૂડે૦ ૧૩
સતી આવી બેસોનેરે ખોળે,
એવાં વચન દુરીયોધન બોલે;
તોયે સતીનાં મન ના ડોલે. ગરૂડે૦ ૧૪
ખોળે બેસશે ગદા ભીમ કેરી,
તને કાળે લીધો ઘેરી;
તું તો જાદવ કુળનો વેરી. ગરૂડે૦ ૧૫
તારૂં બુડવા લાગ્યું નાવ,
તને લાગ્યું સતીનું રે પાપ;
ખોળે બેઠો તે શોક સંતાપ. ગરૂડે૦ ૧૬
દુર પંથ છે દ્વારકાં ગામ,
ત્યાં તો પોઢયા છે શ્રી ભગવાન;
જોગી જોઈ ધાયા ઘનશ્યામ. ગરૂડે૦ ૧૭

એમણે ગરૂડ શણગાર્યો તતકાળ,
ચીર નવસેં નવાણું આણ્યાં;
આવી પુર્યા છે શ્રી ભગવાન. ગરૂડે૦ ૧૮

---

## પદ ૯૫

### શ્રી રામચંદ્રજીના ધ્યાનની સ્તુતી.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવ કંજ લોચન કંજ મુખકર કંજ પદ કંજારૂણં;
કંદર્પ અગણિત અમીતછબી નવનીલ નીરજ સુંદરં,
પટ પીત માનહું તડિત રૂચી સુચીનૌમી જનક સુતાવરં;
શીર મુકુટ કુંડલ તીલક ચારૂ ઉદાર અંગ વીભુષણં;
અજાનુ ભુજ શર ચાપ ધર સંગ્રામ જીત ખર દુષણં;
ભજ દીનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદ કંદ કૌશલ્યચંદ દશરથ નંદનં.
ઇતિ વદત તુલસીદાસ શંકર શેષ મુની મનરંજનં,
મમ હૃદયે કંજ નિવાસ કરૂં કામાદી ખગદળ ગંજનં.

---

### મંગળા આરતી.

રસભીના રાય રણછોડ, વસો મારી રૂદીયામાં,

સુખસાગર શ્રી રણછોડ, વસો મારી રૂદીયામાં.

પ્રાતઃસમે પ્રભુનાં મુખ નીરખી, આનંદ ઉર ન સમાયરે;
સુરીનર મુનિવર વેદ વખાણે, નારદ સારદ ગાય. વસો.
કોટી વદન છબી મુખપર વારી, અકળીત રૂપ અપારરે;
મંગળ રૂપ મનોહર દીસે, શેવક સુખ ભંડાર. વસો.
તાલ મરદંગ વીણા રસ વાજે, મુખ મોરલી ધ્વનઘોરરે;
પ્રેમ કરીને પીધા રસ બંધુ, ગોપી ચંદ્ર કીશોર. વસો.
કંચન થાળ કપુર ભરી માંહી, પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારૂ મારા અલબેલાની, રાધા રમણ વીલાસ વ.
અષ્ટ સીદ્ધિ આગળ ઉભી, મુખથી રહી કરજોડરે;
પ્રાણજીવન; પરશોતમ સ્વામી, રાજ કરો રણછોડ. વસો.

---

ભજન ૯૬

ચેતન ચેતજોરે હાં આવ્યો તારો મનુષા જનમ અવતાર ટેક૦
સ્મરણ કરીલે જીવડા સભાગીઆને,
પ્રભુને ભજોતો ઉતરો પાર ચેતન૦
કાયા કાગળ જેસી કોટડીનેરે, ભરીએલા અતગળના ભારરે;
કાયા બેડી તારી બુડવા લાગીને સંત ઉતારે ભવપાર ચેતન૦
હરિના નામનાં હાટજ મંડાવોને, ભક્તિનો કરો વેપારરે;

વીઠલ નામની વસ્તુ વોરોરે તોલાં રાખો ટેક શાહરે ચેતન૦
ધીરજની તમે ઢાલ બાંધોને સત્યની બાંધો તરવારરે;
રામ નામ બખ્તર પેરોને, માંહે કાળીગાનો માર; ચેતન૦
માત તાત તારાં કુટુંબ કબીલાને ઘર સકળ સંગી નારરે,
હરિ તુઠયા એને સુખજ આપેનો જમતા આપે ઝાઝી જારરે; ચેતન૦
સેજ તળાયુને અત્રલ ઓસીકાને ધન દોલતનો નહીં પારરે;
આંહીનું ધન્ય તારૂં આંહીજ રહેશેને સાથે નહિ આવે તલ-
ભારરે. ચેતન૦
ભુતનાથ ચરણે ભણે અખીયોને, સત વચન છડીદારે; ચેતન૦

---

ભજન ૯૭

આતમ એક છેરે હાં એક ઓદર એક ખાણુરે.

બાર આવ્યા પછી ઓતમ, મધ્યમ છે તાંણુ વાણુરે આતમ૦
ભાઇરે બ્રાહ્મણથી ત્રીવૈસ્ય, સુંદર બાંધ્યા છે વરણ ચાર
સોનું સરવે એક છે એના ઘાટ ઘડયા અપારે. આતમ૦
ભાઇ મેલો મમતાને ટાળો સંસેરે પરહરો ન પાખંડરે,
શેરડી સરવે એક છે, ગોળ સાકરને ખાંડ. આતમ૦
હાથે હાથી કેરાં હાડકાં, કેવાય સુવાસણ નારરે,
નાવણ ધોઆ નીત કરે, એના લેજો અવળા એ ન્યાય.આતમ૦

નવસે નવાણું નદીયુનાં નીરજ આણ્યાંને, જુજવા જુજવાતે જાયરે
આદ સરવાળે સૌએક છે, એનાં નીર પોગ્યાં નરવાણ. આતમ૦
આચારીને સદાય અવગત, મુળ શોધ્યા વિના ભ્રમરે;
કહે અખો આતમ રૂપ વીના, કેમ કરી છુટશો કરમ. આતમ૦

---

ભજન ૯૮

જીતો જ્યારે જાણીએરે હાં,
એહી રોયાનો હું હું કારરે;
કાળના તું તો કટકા કરજેરે,
માથું કાપયે દેજે મારરે. જીતો.

ધરમના ધનુષ દયાની પણછરે,
ભજન ભલકારે સારરે;
સત શમશેર ખમાં ખડગ,
લઈને ઝુંજે એમ જુહાર. જીતો.

પ્રેમનાં બખ્તર નખ શીની પેરેને,
વળગે નહિરે વિકારરે;
રામનામ સ્મરણ કરી લ્યોને,
દીપશે ધણી દરબાર. જીતો.

મરમ મોરીંગ અળીને ખાંતે માળ્યા ખુવારરે,

ભગત જગતમાં ભળી સમ્યારે,
તું તો મનને મેલીશમાં એકતાર. જીતો.
શીલ બંધુક સંતો દારૂરે,
જ્ઞાન ગોળાને સારરે,
ગાર મમતાને મટે સંશે તારા,
સમજીને ખેલ સીકાર. જીતો.
સામા સામા મેલો મનના ભામારે,
હાથ કરો હથિયારરે,
ચેતન ચોકીમાં ચોર ન લુંટેરે,
કબુલ કરશે કીરતાર. જીતો.
પારકું ધન તમે જાણોરે મશાણ ભોમી સારરે,
આકાશ રોજી તારી ઉતરે,
તારા અહારનો નાવે પાર. જીતો.
વસમી છે ઘાટીને ઉતારો
ભાટીરે હરખ શોક હજારરે,
જગત જળી હેરઇ છે.
બળી તેનો ડાઘ ન લાગે લગાર. જીતો.
જ્ઞાન ઘોડેને સાચ દોડોને તે પર થાઓ અસવારરે;
ભુતનાથ ચરણે ભણે અખીયોરે
ખેલ છે ખાંડાની ધાર. જીતો.

ભજન : ૯૬

જોત્યેને પાટે જામો જાગશે, મળશે વરણ અઢારરે,
મોટા મોટા મુનીવર આવશે બેસશે આસન વાળીરે;
વીરા મારા વાડીયું વવાવીયું,
સાચા સતગુરૂ મુનીવરને સેવીએ,
ચંપો મરવોને રૂડા કેવડા, લીલી નાગર વેલરે,
ફાલી ફુલને ફુલ બાખરી,
મેલો મનડાની આંટીરે. વીરા.
સામટો સ્વાર્થ તમે કાં કરો, ફળ પાખીઓને વેચીરે,
આવતા અભ્યાગતને ઓળખો,
જીવડેરે આંખ્યું મીચીરે વીરા.
પાખંડ મેલીને થાઓ પારખરાજી,
મન રાખોને દરીઆરે,
એલા વાસા શું તાણશો, ધર લેશે ધમળારે. વીરા.
રણનો રાહો ત્યાં રણ ચડયો, દલ સામા ડગલાંરે
શીશ પડે વાકો ધડ લડે, પાછાં ન ભરે પગલારે. વીરા
છડીયું વાળારે ચડી લેશે કેમ પોચાગાશે પાળારે,
ભક્ષીયું વાળા જ્યારે ભેટશે,
કાયર દેશે મોં ટાળારે વીરા.
પારકાં ભોજન તમે કાં જમો, જમતાં લાગે છે મીઠારે,
તલ તલના લેખાં ધણી માગશે, જડશે ઝાઝાં જુતારે. વીરા.

રેવું'રે પમેશ્વરના પંથમાં, એલવું ખાંડાની ધારરે,
ભુતનાથ ચરણે ભણે અખૈયો,
માંયલા મણુજરરે મારોરે. વીરા.

ભજનદાસ. ૧૦૦

સમજ મન તું સોદાગર ઘેલા.
આવ્યો વાયદો આડોડે. (૨)
રામ નામની છુર્રીયું ચાલે, સીચાણો અજ્ઞાન ચડે,
પલમાં પ્રાણી પકડી લેશે
જેમ પંખીમાં બાજ પડે સમજ.
તુને ધુતશે ને તુને ધુત્યો. પરનારીશું પ્રીત કરી,
એ કલાડા પ્રીણી કલમાં રાખો,
અંતકાળે તો આડા ફરે સમજ.
છાની વાતો ચોડે ધાડે; ધારણ વિનાની નાવે ધડે
સંતની સેવા જ્ઞાન ગરીબી,
એ જુગટીયાના નહિં જડે. સમજ
જગજીવનસેં ઝગડો લાગ્યો, અનેક ભુપતયાન ભડે.
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે પ્રતીત હોય તો પાર પડે. સમજ.

ભજન ૧૦૧

હીરલો લાધ્યો મુજ રાંકનેરે, કોડી એનાં મુલ કેવાય;
ઝવેરી મળેથી એના પારખ્યા,

એનાં મુલ તો મોંઘેરાં થાય,
વરતન જોઈ વસ્તુ વોરીયેરે હાં,
જેમાં અવગુણ નોય ટેક.

સત ગુરૂએ મારી મુને સારડી
સાર બેઠો રૂદીયા માંય.
ટંકશારે ગયાં પાછાં નહિ ફરે,
નાણાં સાચાં રે કહેવાય. વરતન.
ચિંતામણી મણીરે સોહામણો,
શોભા વરણુવી ન જાય,
જેનેરે દીઠે ક્રમળ ઠરે, આપ સરીખા કેવાય. વતન
મુંઢારે ગરવા મારા સાધેશે જેનો સોનેરી રંગ,
ઘોણે ઘોણેરે રંગ નત નવો.
ઉલટી જાશેરે પંતગં. વરતન.
ખરારે ખોટાના લેશે પારખાં
જેમ તાવતાં તરત પરખાય.
કહેરે જીવણ એને જોખતાં
કુડીયાં સાંધણમાં જાય વરતન,

(વાંચો) **નળદમયંતી.** સચિત્ર કી. ૦-૧૦-૦



પ્રકાશક રણછોડલાલ મોતીલાલ શાહ.

ગાંધીરોડ—અમદાવાદ.

(વાંચો) "શોભના અને દુર્ભાગી દુર્મિલા" (સચિત્ર. કીં૦-૬-૦